SHAKESPEARE SERIES, No. 3.

# MEASURE FOR MEASURE

TRANSLATED INTO GUJARATI

*(WITH A CRITICAL SURVEY OF THE PLOT, CHARACTERS, &c.)*

BY


NARBHESHANKER PRANJIVAN DAVE, M. A.,

*Professor of Logic & Moral Philosophy, &c., Samaldas College,*

*Bhavnagar, and Author of Sunder and Vidyánand,*

*and Chandá; and translator of*

*Emerson's Essays, &c., &c.*



BHAVNAGAR.

A. D. 1906.

PRICE—ONE RUPEE.

શેક્સપીઅર માળા નં૦ ૩જો.

# મેઝર ફૉર મેઝર

અથવા

# થાય એવા થઇએ તો ગામ વચ્ચે રહીએ

(વસ્તુ-સંકલના અને પાત્ર ભેદના વિવેચન સહિત.)

હાસ્ય-રસ પ્રધાન નાટક પંચાંકી.

---

ભાષાંતર કરનાર.

નરભેશંકર પ્રાણજીવન દવે, એમ. એ.;
લૉજીક અને મૉરલ ફિલોસિફી. ઇત્યાદીનો પ્રોફેસર, સામળદાસ
કૉલેજ, ભાવનગર; અને "સુંદર અને વિદ્યાનંદ,"
"ચંદા," "એમર્સનના નિબંધો,"
વિગેરેનો લખનાર.

---

भुजवनतरुच्छायां येषां निषेव्य महौजसाम्
जलधिरशना मेदिन्यासीदसावकुतोभया ।
स्मृतिमपि न ते यान्ति क्ष्मापा विना यदनुग्रहम्
प्रकृतिमहसे कुर्मस्तस्मै नमः कविकर्मणे ॥

ભાવનગર.

ઈસવી સન ૧૯૦૬.

મૂલ્ય રૂપીઓ એક.



His Highness THE MAHARAJA OF BHAVNAGAR

નેકનામદાર મહારાજા સાહેબ ગોહેલ-કુલ-ભાણુ

રાઓળશ્રી સર ભાવસિંહજી બહાદુર,

કે. સી. એસ. ઈ.

સંસ્થાન ભાવનગરના તખ્તનશીન

મહારાજા સાહેબ.

રાજેંદ્ર,

પ્રતાપી વીરોની પ્રચંડ બાહુએ ઉચકેલી તલવાર વડે મેળવેલા વિજયો કરતાં પણ વિજયી, મેઘની ગર્જના અને વિજળીના ચમકારાને પોતાની કલ્પનામાં રમાડનારી, ઈશ્વરના મહિમાને બતાવનારી, અને જગતનું યથા સ્વરૂપજ્ઞાન આપણા હૃદય-ચક્ષુ સમીપ ખડું કરનારી, મનોહર પ્રતાપવાળી સુકવિની વાણી કોને મુગ્ધ કરતી નથી? આપ દેવી સરસ્વતીના ઉપાસક છો, રસિક લેખનું પોષણ કરવામાં ઉત્સુક છો, તેથીજ જગતવંદ્ય મહા કવિ શેક્સપીઅર વિરચિત આ પુષ્પ દુરથી લાવી આપના કરપલ્લવમાં મુકવા ઈચ્છા કરૂંછું, તે સ્વીકારશો.

લી૦ આપનો હમેશનો આભારી સેવક,

ભાષાંતર-કર્તા.

દયા ધર્મકો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન,
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાન.

# પ્રસ્તાવના.

શેકસપીઅરમાળાનો આ ત્રીજો મણકો ગુર્જર બંધુઓ સમક્ષ મૂકતાં તેમને એક વિજ્ઞપ્તિ કરવાની હું જરૂર જોઉંછું. લગભગ બેએક વર્ષ પહેલાં આ નાટક છપાઈ તૈયાર થઈ ગયું હતું, પરંતુ વ્યવસાયને લીધે આજ દિન પર્યંત તેનું વિવેચન લખી શકાયું નહિ. તેથી નાટક બહાર પાડવામાં વિલંબ થવા ઉપરાંત, બન્ને લેખોમાં ચિત્તની એકાગ્રતા થઈ ન લાગે, તો વાચક-વર્ગ ક્ષમાદૃષ્ટિ રાખશે એવી આશા રાખુંછું.

જૂલિયસ સીઝર અને ઑથેલો બહાર પડી ગયાંછે. તેના કરતાં આમાં વિશેષતા ઉમેરવામાં આવીછે, અને તે એ કે શેકસપીઅરની અને અમારા નેક નામદાર મહારાજા સાહેબ શ્રી સર **ભાવસિંહજી** બહાદુર, કે. સી. એસ. આઈ., ની છબિઓ મૂકવામાં આવીછે. અમારા નેક નામદાર મહારાજા સાહેબ ગુર્જર સાહિત્યના પોષક છે, તે એટલાથીજ સિદ્ધ છે, કે મારા જેવા ઘણા ગ્રંથકારોના ગ્રંથો તેઓ છપાવી આપેછે. વળી હું અભ્યાસમાં એમ. એ. સુધી પહોંચી શકયો, તે માત્ર તે નામદાર મહારાજા સાહેબશ્રીની સહાય અને આશાની હુંફે હુંફે. તે પછી પણ **સામળદાસ** કૉલેજમાં પ્રોફેસર તરીકે મારી નિમણુક કરી, તેને માટે પણ

તેઓ નામદારશ્રીનો જ હું ઉપકૃત છું; ઉપરાંત હવે શેકસપીઅરમાળા ધીમે ધીમે પણ મારાથી પૂરી થઈ શકશે. એટલી ગુર્જર સાહિત્યની સેવા બનશે. આ પુસ્તકોની કિમ્મત પડ્યે ભાવે હું રાખી શકુંછું, તેનું કારણ પણ તેઓ નામદાર સાહેબનો આશ્રય છે, અને આશા રાખુંછું, કે ગુર્જર વાચકવૃંદ તે વાંચી મને અને તેમને પોતાને કૃતાર્થ કરશે.

વળી, અમારા લોકપ્રિય દિવાન સાહેબની મને આ માળામાં ખરેખરી અને અમૂલ્ય સહાય મળેછે. ભાષાંતર થયા પછી હસ્તલિખિત પ્રત તેમને વાંચી જોવા માટે મોકલવામાં આવેછે. તે પછી વિવેચનરૂપે જે વાતચિત અમારે ક્વચિત્ થઈ જાયછે, તેમાં, જાણે કોઈ ફિરસ્તાના મુખમાંથી અનુપમ ફૂલો ખરતાં હોય તેમ, એવા વિચારોની ઝમક તેમના મગજમાંથી નિકળી જાયછે, કે તેને લીધે મારો આખો વિચાર-પ્રદેશ રૂપાંતર પામી જાયછે. દૃષ્ટાંત તરીકે, એંજેલો અને ઇયાગો વચ્ચે શો ફેર, એ વિચાર એમની વાતચિતમાંથી પ્રદીપ્ત થતાં, શેકસપીઅરની નીતિનો સિદ્ધાંત શો હતો, તે ખોળવાનું મન થયું, અને તેનું પરિણામ આ નાટકના વિવેચનમાં મોજુદ છે. તેઓ સાહેબ જાણતા હોય કે ન જાણતા હોય, પણ મારા ઘણા વિચારના પ્રેરક તેઓજ અનાયાસે બની રહેછે. અને મારી તો ખાત્રી છે, કે અન્ય સ્થિતિમાં એક ખરેખરા વિચારક અને ઉત્તમ ગ્રંથકાર તેઓ થઈ પડત. આથી કરીને, મારી માન્યતા પ્રમાણે, જો કે પોતાની ઉદાર અને વિશાળ રાજનીતિના બળે દિવાનપદે પોતે ભાવનગરના રાજ્યને ભૂષણ રૂપ છે છતાં, ગુર્જર સાહિત્યે એક ઉત્તમ વિચારકની સેવા ખોઈ છે.

વિશેષમાં, મારા એક પરમ મિત્રે આ નાટકનાં અથથી તે ઇતિ સુધી પ્રૂફ જોઈ મને આભારી કર્યોછે. આવો અનુભવ તેમને આગળનો હોવાથી, મારે માથેથી એક ખરેખરો બોજો તેઓએ ઓછો કર્યોછે.

એકવાર ફરીને વિદ્વાનવર્ગને વિનતિ કરૂં છું, કે જે ભૂલચૂક કે દોષ તેમની નજરમાં રહેતા લાગતા હોય, તેનું મને પોતાને અગર કોઈ માસિક કે પત્રદ્વારા સૂચન કરવાથી મને ફાયદો થશે.

ગઢડા, તા. ૨૫-૧૧-૦૫.

ન. પ્રા. દવે.

# વસ્તુ-સંકલના.

અત્યાર સુધીમાં શેકસપીઅરનાં બે નાટકો આપણે જોયાં—જૂલિયસ સીઝર અને ઑથેલો; અને તે બન્ને કરૂણરસપ્રધાન નાટકો છે. પણ આ મેઝર ફૉર મેઝર હાસ્યરસ પ્રધાનનાટક છે. શેકસપીઅરનાં નાટકોના વિભાગ કેટલાક વિવેચકો તેના પોતાના જીવનકાળ ઉપરથી પાડેછે, અને એનાં સર્વ નાટકોને ચાર વિભાગમાં વેહેંચી નાખેછે—પ્રથમ કાળ, દ્વિતીય કાળ, તૃતીય કાળ, અને ચતુષ્કાળ. બીજા વિવેચકો નાટકોનાં વસ્તુના ભેદ ધ્યાનમાં રાખી એ પ્રમાણે વિભાગ પાડેછે, એટલે કે, કરૂણરસ પ્રધાન, હાસ્યરસ પ્રધાન, અને ઐતિહાસિક, અને તેમાં રોમન નાટકોનો સમાવેશ કરી લેછે. ન્યાયશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં આ પાછલા વિભાગમાં કાંઇક બાધ આવેછે ખરો; તથાપિ, આપણી યોજાને અનુકૂળ હોવાથી, એ વિભાગપદ્ધતિ અમે ગ્રહણ કરીએ છીએ.

કરૂણરસપ્રધાન નાટકોમાં વસ્તુ અને પાત્રો એવી તો સુદૃઢ કલમથી ચિત્રાએલાં હોયછે કે, તેથી શ્રોતાઓનાં અંતઃકરણ તેનાં ગાંભીર્યની અસરમાં છેવટે વિરામ પામેછે. નાટકનું કાર્ય, પાત્રોના ચલનવલન, વિકારની ગતિ, અને સર્વને યોગ્ય અને અનુકૂળ ઉંડી નીતિનો ન્યાય, એ સર્વ અમુક ઉદ્દેશે એવા સબળ લેખપ્રવાહના

વહનમાં વહેછે, કે તેથી આપણો ચિત્ત-પ્રદેશ, જેમ કોઇ મજબૂત સ્તંભને મૂળમાંથી હલાવવામાં આવે તેમ, ખળભળી રહેછે, અને તેમાંથી જીવનનો ગહન અને ઉંડો સિદ્ધાંત છેવટે આપણા હૃદય-ચક્ષુ સમીપ ખડો થઈ જાયછે. પરંતુ હાસ્યરસ-પ્રધાન નાટકોમાં કવિની પદ્ધતિ આથી કાંઇક જુદી જ જણાઈ આવેછે. મનુષ્યજીવનનાં તલસ્પર્શી મનોયત્નો ઉકેલવાનો, અને તેના બળે ગહન સત્યો સમજાવવાનો, પ્રયત્ન અહીંઆં નથી થયો. જનસ્વભાવની સપાટી ઉપર વિહરતાં મનુષ્યના સ્વભાવની જે આછી ખોડ નજરે તરી આવે, તેને લઈ એવા સંજોગો ઉપજાવવા, કે જેથી કરીને તેમાંથી ચિત્તની વૃત્તિઓને હલકું આંદોલન આપ્યા સિવાય જીવનનો માર્ગ આપોઆપ સૂચિત થઈ જાય, એ હાસ્યરસપ્રધાન નાટકોનો મુખ્ય ઉદ્દેશ છે. આ દૃષ્ટિએ જોતાં પ્રસ્તુત નાટકમાં હાસ્યરસ કરતાં કરૂણાનું તત્ત્વ વધારે જોવામાં આવેછે. પરંતુ કરૂણરસપ્રધાન નાટકો શોકાન્ત હોઈ પાત્રોના વિયોગ કે વિનાશમાં વિરમેછે, ત્યારે હાસ્યરસપ્રધાન નાટકો સંયોગાન્ત હોયછે, એ વાત આપણે દૃષ્ટિસમીપ રાખીએ, તો આ નાટકને હાસ્યરસપ્રધાન નાટક કહેવામાં બાધ આવતો નથી.

પરંતુ પ્રશ્ન એ થાયછે, કે આ હાસ્યરસપ્રધાન નાટકમાં કરૂણાનું તત્ત્વ આમ આડકતરી રીતે પણ કવિએ પોષિત કેમ કર્યુંહશે? મનુષ્યજીવન જે નીતિના પાયા ઉપર ટકી રહેછે તે—જનસમૂહની વચ્ચે જીવન ગાળવા ઇચ્છતા મનુષ્યને પોતાના આંતરજીવનનો ઇતિહાસ સ્પષ્ટ હોવો જોઇએ, એટલું જ નહિ, પણ તે ઇતિહાસ અમુક ધોરી સિદ્ધાંતથી રચિત હોવો જોઇએ, અને આ સિદ્ધાંત પણ સર્વમાન્ય હોઈ શકે એવો જ હોવો જોઇએ, નહિતો સમાજનું બંધારણ શક્ય જ નથી; અર્થાત્, પોતાની મનોદેવતાએ સૂચવેલ

નિયમને અનુસાર દરેક મનુષ્યનું જીવન હોવું જોઇએ, અને આ મનોદેવતા ઈશ્વરપ્રેરિત હોવાથી સર્વમાન્ય છે—આ ગહન તારતમ્ય આ નાટકનો અંતિમ ઉપદેશ છે, એ વાત તો નિઃસંશય છે. માનસશાસ્ત્રનો આ પાઠ સમજાવવો સહેલો નથી, એ એટલાથી જ સિદ્ધ છે, કે મહાન્ તત્ત્વવેત્તાઓ પણ તેમાં એકમત થઈ શક્યા નથી. છતાં એ જ ગહન અને ગંભીર વાતનો નિર્ણય કરી આપવાનું કામ આ નાટકદ્વારા કવિએ હાથમાં લીધું છે, અને તેમાં કવિ કેટલે દરજ્જે સફળ છે, તે આપણે પછી જોઇશું, પણ આવું ગંભીર તત્ત્વ આ હાસ્યરસ નાટકમાં પેઠું શી રીતે, તેનું અનુમાન જ માત્ર આપણે કરવાનું રહેછે.

કેટલાક વિવેચકો કહેછે, કે આ નાટક શેક્સપીઅરના પોતાના જાતિઅનુભવને ઉપકારી છે. અને શેક્સપીઅરના આવા અનુભવની લોક-કથા પણ છે. પણ એટલા ઉપરથી જ આ નાટક લખાયુંછે, એમ કહેવું એ વાસ્તવિક લાગતું નથી. તેથી, કેટલાક વિવેચકો આ ધોરણ ઉપર આ નાટકની તારીખનો નિર્ણય કરવા જે દલીલ કરેછે, તે દલીલ ઉપર બહુ વજન મૂકવું, એ ઉચિત લાગતું નથી. 'સૂઈ રહેલા' જે કાયદાને જાગૃત કરવાનું નાટકમાં લખવામાં આવ્યું છે, તેવા પ્રકારનો કાયદો સને ૧૬૦૪ માં ઈંગ્લાંડમાં સજીવન કરવામાં આવ્યો હતો. પોતાનો પતિ યા પત્ની, જીવતો યા જીવતી હોય, છતાં તેની સાથે છૂટા છેડા કરી, અગર કરવાનો પ્રયત્ન કરી, જે ફરી લગ્ન કરે, તેને મૃત્યુનું શાસન આપવું, એવો ઉલ્લેખ આ પુનર્જીવન પામેલ કાયદાનો હતો. વળી, જેમ્સ રાજાને એકાંત વાસમાં રહેવું વધારે પસંદ હતું; અને જનસમાજમાં નાટકીય દેખાવ કરવાનું એને નાપસંદ હતું; આ સઘળું નાટકના ડ્યુક (રાજા)ની પાત્રતામાં ઉતારવામાં આવ્યું છે. જેમ્સ રાજા સને ૧૬૦૩ માં તખ્તનશીન થયો હતો,

અને રાજનીતિ કરતાં ધર્મસિદ્ધાંતોની વાતોનો એને વધારે શોખ હતો. આ સર્વ ઉપરથી આ નાટક લખવાનો કાળ સને ૧૬૦૪ પેહેલાં તો ન જ હોઈ શકે, એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છીએ. સને ૧૬૨૭માં આ નાટક પ્રથમ છપાયું હતું.

નાટકના કાળનો નિર્ણય કર્યા પછી કવિને તેનું વસ્તુ કયાંથી પ્રાપ્ત છે, તે આપણે જોઇએ. સિન્થીઓ નામનો ઇટાલીનો નવલકથાકાર સોળમા સૈકામાં થઈ ગયો. તેણે ૧૦૦ કથાઓ લખીછે. તેમાંથી ૮૫ મી કથામાં આ નાટકનું મૂળ વસ્તુ માલમ પડેછે. એ કથાનો સાર નીચે પ્રમાણે છે: લ્યુદોવિકો નામનો યુવાન વ્યભિચારનો ગુન્હો કરેછે. ડાહાપણ અને ન્યાયને માટે પ્રસિદ્ધ ગણાતો જ્યુરીસ્ટ નામનો ન્યાયાધીશ એને મોતનું શાસન ફરમાવે છે. હવે લ્યુદોવિકોની બ્હેન એક રમણીય અને બુદ્ધિમાન કુમારિકા હતી. પોતાના ભાઇને ન્યાયાધીશ જીવતો છોડી મૂકે, એટલા માટે આ બ્હેન તેની પાસે અરજ કરવા જાયછે. ઈસાબેલાની અસર એંજેલો ઉપર જેવી થાયછે, તેવી જ તેના સૌંદર્ય અને વાક્ચાતુર્યની અસર આ ન્યાયાધીશ ઉપર પણ થાયછે, અને એ પણ એંજેલોના જેવી જ માગણી કરેછે. પણ આ માગણીનો તિરસ્કારપૂર્વક આ બાળા અસ્વીકાર કરેછે. પરંતુ પોતાના ભાઇની દયાજનક આર્જવતાથી પરવશ બની, પાછળથી તેને પરણવું એવી શરતથી તે માગણી એ સ્વીકારેછે. પરંતુ ન્યાયાધીશની મનકામના પૂર્ણ થયા પછી, એ બાળાને તે પરણતો નથી; એટલું જ નહિ પણ તે બાળાના ભાઈને પણ જીવતો છોડી મૂકતો નથી. આમ બેવડી દુષ્ટતા એ આચરેછે. તેથી એ બાઇ પાદશાહની પાસે જઈ ન્યાયાધીશ સામે ફરિયાદ કરેછે. પાદશાહ ન્યાયાધીશને આ બાઈને પરણવાની આજ્ઞા કરેછે, અને પછી તેને મોત્તની સજા

ફરમાવેછે. પણ હવે આ બાઇ પોતાના પતિને બચાવવાની પાદશાહને આગ્રહપૂર્વક આર્જવતા કરેછે, જેને પરિણામે ન્યાયાધીશ સાહેબ જીવતા રહેવા પામેછે. આ બાઇના આવા ઉદાર અને પ્રેમાળ આચરણથી ન્યાયાધીશ પસ્તાવો પામી સુધરી જાયછે.

આ વાત ઉપરથી સને ૧૫૭૮ માં "પ્રોમોસ અને કેસેન્ડ્રાનું વૃત્તાંત" એ નામનું નાટક જયોર્જ વ્હેટસ્ટોન નામના અંગ્રેજે લખ્યું. પણ તેનું આ નાટક નિરસ અને નિર્જીવ જેવું છે. તોપણ વ્હેટસ્ટોને વાર્તાનું રૂપ કાંઇક બદલાવી નાખ્યું હતું, તે એના નાટકના નીચેના સાર ઉપરથી સહેજે સમજાશે :—

હંગરીના રાજા કોરવાઇનસના અમલ તળે જુલીઓ નામનું શેહેર હતું. તેમાં એવો કાયદો પ્રચલિત હતો, કે જે કોઇ વ્યભિચારનો ગુન્હો કરે, તો તે પુરૂષને દેહાંતની શિક્ષા કરવી, અને સ્ત્રીને નામોશીના ચિન્હ તરીકે અમુક જાતનો પોશાક પહેરી રાખવાની સજા કરવી. ન્યાયાધીશોના દયાળુ ચશ્મપોશીને લીધે આ કાયદો અમલમાં આવતો અટકી પડ્યો હતો. છેવટે પ્રોમોસ નામના અમીરના હાથમાં રાજસત્તા આવતાં આ કાયદાને એણે સજીવન કર્યો; અને એન્ડ્રુજીયો નામના જુવાન ઉપર આ ગુન્હો સાબીત થવાથી બન્ને શખ્સો ઉપર કાયદાએ ફરમાવેલી સજા અમલમાં મૂકવાનો એ અમીરનો આગ્રહ બંધાણો. એન્ડ્રુજીયોને અતિ સદ્ગુણશાળી અને ગુણસંપન્ન એક બ્હેન હતી. તેનું નામ કેસેન્ડ્રા હતું. આ બ્હેને પોતાના ભાઇની જીંદગી બચાવવાનું કામ હાથમાં લીધું. તેની વર્ત્તણુક, તેનું સૌંદર્ય, અને વાત કરવાની તેની ખૂબી—આ સર્વ ન્યાયાધીશ સાહેબને એવાં મનોહારી થઈ પડ્યાં, કે તેના ભાઈની સજાનો અમલ એણે જરા આઘે ઠેલ્યો. એમ કરતાં કરતાં ન્યાયાધીશને બાઇનો મોહ થયો, અને

ભાઇના છૂટકારાના બદલામાં બ્હેનની આબરૂનું બળીદાન માગ્યું. આ માગણીનો કેસેન્ડ્રાએ તિરસ્કાર કર્યો. પણ ભાઇના કાલાવાલાથી હારી જઈ બ્હેને ન્યાયાધીશની વાત કબૂલ રાખી, એવી શરતે કે પોતાના ભાઈને સ્વતંત્રતા આપી પોતાની સાથે પ્રોમોસ સાહેબે પછી લગ્ન કરવાં. આ વાત અમીરે પણ કબૂલ રાખી. પરંતુ, પોતાની મતલબ સરી રહ્યા પછી અમીરે એન્ડ્રુજીયોનું માથું કેસેન્ડ્રાને મોકલવાનું દારોગાને ફરમાન કર્યું. પણ, અમીરના પોતાના ગુન્હાની વાતથી દારોગો જાણીતો હોવાથી, તેમ ન કરતાં કોઇ બીજા રાજદ્રોહીનું માથું એણે કેસેન્ડ્રાને મોકલાવ્યું. અને એન્ડ્રુજીયોને એણે મોકળો કરી દીધો. આણી તરફ કેસેન્ડ્રાએ આવેલું માથું પોતાના ભાઇનું છે, એમ જાણી આપઘાત કરવાનો વિચાર કર્યો, પણ અમીર ઉપર વેર લેવાના ઇરાદાથી જીવતા રહેવાનો નિશ્ચય એણે કર્યો. પછી રાજાને પોતાના કેસથી વાકેફ કરવાની એણે તજવીજ આદરી. રાજાએ અમીર ઉપર કાયદાના ઘોડાની લગામ છૂટી મૂકી, અને એવો હુકમ કર્યો, કે બાઈની આબરૂ સાચવવાની ખાતર એ બાઇ સાથે અમીરે લગ્ન કરવાં, પણ પછી કાયદાનો ભંગ કરવા માટે તેને દેહાંતદંડ આપવો. પરંતુ લગ્ન થયા પછી કેસેન્ડ્રાએ પોતાના પતિને બચાવવાની આગ્રહપૂર્વક અરજ કરી; પણ પ્રોમોસે કરેલા ગુન્હામાં સાર્વજનિક શ્રેયની વાત સમાએલી છે, એમ કહી તેનો અનાદર કર્યો. એન્ડ્રુજીયો, જે અત્યાર સુધી ગુપ્ત રહ્યો હતો, તે છેવટે પોતાની બ્હેનની ખાતર છતો થયો, અને રાજાએ છેવટે સર્વને માફી આપી.

વ્હેટસ્ટોન અને સિન્થીઓની ગુંથણીમાં ફેર માત્ર એટલો જ છે, કે વ્હેટસ્ટોન એન્ડ્રુજીયોને જીવતો રાખેછે, અને સિન્થીઓ લ્યુદોવિકોનું મૃત્યુ આણેછે. આ બિનાને શેકસપીઅર પણ અનુંસરેછે.

વ્હેટસ્ટોને સને ૧૫૯૨ માં પોતાના જ આ નાટક ઉપરથી એક વાર્તા લખી હતી. આ વાર્તા શેકસપીઅરે વાંચી હોય, એમ જણાયછે. કેટલાક કહેછે, કે વાર્તા અને નાટક બન્ને શેકસપીઅરે વાંચેલાં હોવાં જોઇએ. વ્હેટસ્ટોને થોડો ઘણો પણ જે ફેરફાર કર્યોછે, તેટલાથી પણ નાટકનું સ્વરૂપ બદલાઈ જાયછે, એ તો સ્પષ્ટ છે. પણ શેકસપીઅરે એથી પણ વિશેષ ફેરફાર કરી, માત્ર કથા જેવી લાગતી વાતનું ઉંચી પ્રતિની કળાની સાક્ષી આપે એવા એક નાટકમાં રૂપાંતર કરી નાખ્યુંછે. ક્લૉડિયો અને જ્યુલિયટના આડા વ્યવહારને વેવિશાળની પિછોડીથી કાંઇક એ આચ્છાદિત કરેછે; આથી કરીને ક્લૉડિયોને માથે વ્યભિચારનો આરોપ આવતાં અટકી જાયછે; અને એ જ વાતથી એંજેલોનો દુષ્ટ સ્વભાવ વધારે અજવાળામાં આવી શકેછે; કારણ કે એંજેલોના સંબંધમાં ગુન્હો ઓછો કરનારી આવી કોઇ બાબત બની નથી. વળી, મેરિયાનાનું પાત્ર નવું ઉમેરી શેકસપીઅરે વસ્તુસંકલનાનું ઉંચું ધોરણ દેખાડી આપ્યુંછે. આ પાત્ર નાટકમાં ઘણા બનાવોનું કેંદ્રસ્થાન થઈ પડેછે: એનાથી ફસાએલાની પવિત્રતા સચવાઈ રહેછે. રાજાની પરોક્ષ રહેવાની વૃત્તિને એથી જ કારણ પૂરૂં પડેછે; અને એંજેલોને માફી આપવામાં પણ એ કારણભૂત થઈ પડેછે; કારણ કે એંજેલોએ કરેલા ગુન્હા જ એક નિર્દોષ અને પવિત્ર સ્ત્રીને વાજબી બદલો અપાવવામાં સહાયકારક થાયછે; અર્થાત્, પોતાની સ્ત્રીની પવિત્રતા જ એંજેલોને ગુન્હાના શાસનમાંથી બચાવી લેછે. વળી, ક્લૉડિયો જીવતો રહેછે, તે રાજાની સહાયથી; એટલે રાજાનું પાત્ર પણ એક મુખ્ય પાત્ર થઈ પડેછે.

આવા અને આટલા ફેરફાર પોતાના નાટકમાં શેકસપીઅરે કર્યાછે, છતાં વસ્તુમાં જ રહેલી કઠોરતાને લીધે નાટકમાં પણ

કર્કશતા રહેલી છે. પણ ત્યારે શેકસપીઅરે એવું વસ્તુ જ શામાટે પસંદ કર્યું? પ્રત્યુત્તર એ છે, કે શેકસપીઅર કુદરતને પગલે જ ચાલનારો કવિ હતો, અને જે વાત જનસ્વભાવ અને સંજોગના બળે મનુષ્યના વ્યવહારમાં સ્વાભાવિકરીતે બનેછે તેનો તાદૃશ્ય ચિતાર નાટકદ્વારા આપી, જનસ્વભાવને ઉન્નત બનાવી તેને ઉમદા પાઠ શીખવવાનું પોતાનું કર્ત્તવ્ય એણે માન્યું હતું*. એરિસ્ટોટલની માફક એને સત્યની જ સ્પૃહા છે. કેવળ વિવેક કે ખોટા દંભની એને દરકાર નથી. હવે નાટકમાં જ આપણે પ્રવેશ કરીએ.

વિયેનાના રાજા વિન્સેન્શિયોની તેહેનાતમાં મુખ્ય અમીરો બે હતા. તેમાંથી ઇસ્કેલસ વૃદ્ધ હતો, અને એંજેલો જુવાન હતો.

---

* મિસિસ જેઇમ્સન કહેછે : "I think it is Coleridge who so finely observes that Shakespeare ever kept the high-road of human life whereon all travel, that he did not pick out by-paths of feeling and sentiment: in him we have no moral high-way-men, and sentimental thieves and rat-catchers and interesting villains and amiable, elegant adulteresses—no delicate entanglements of situation, in which the grossest images are presented to the mind disguised under the superficial attraction of style and sentiment. He flattered no bad passion, disguised no vice in the garb of virtue, trifled with no just and generous principle. He can make us laugh at folly and shudder at crime, yet still preserve our love for our fellow-beings and our reverence for ourselves. He has a lofty and a fearless trust in his own powers and in the beauty and excellence of virtue; and, with his eye fixed on the lode-star of truth, steers us triumphantly among shoals and quick-sands where with any other pilot we had been wrecked."

એવું જણાયછે, કે મેરિયાના નામની કુમારિકા સાથે એંજેલો વેવિશાળના બંધનથી જોડાયો હતો. મેરિયાનાનો પ્રેમ શુદ્ધ અને પવિત્ર હતો એ વાત નાટકના વૃત્તાંત ઉપરથી જણાઈ આવેછે, છતાં એંજેલોએ એ બંધન તોડી નાખ્યું હતું, અને તેના એક કારણમાં તેના સદ્ગુણ ઉપર એણે આળ ચડાવ્યું હતું. આ વાત ગમે તે રીતે પણ રાજાને કાને પહોંચવા પામી હતી, એમ આપણે માનવું પડેછે. હવે, રાજસત્તા લોકોના કલ્યાણ અર્થે વાપરવાની છે, નહિતો ઇશ્વરે સોંપેલા વિશ્વાસથી ભંગ થવાય; અર્થાત્, રાજામાં જે દૈવીઅંશ રહેલો છે, તેના બળે લોકોના કલ્યાણને માટે તેમના ઉપર રાજ્ય કરવું, આવી સમજણ રાજાની હોવાથી, એંજેલોના સદ્ગુણને નાણી જોવો, એ પોતાનું કર્ત્તવ્ય રાજાને લાગ્યું; કારણ કે સાર્વજનિક નીતિનો સાર્વત્રિક કાયદો ઈશ્વરની પણ એકદેશી ઇચ્છાને આધીન નથી હોતો, તો પછી રાજાની સત્તાને તો ત્યાં વચ્ચે આવવાનું પ્રયોજન નથી, એ વાત આવા રાજાને એવી રીતે સમજાય, તો તેમાં નવાઇ કાંઇ નથી. તેથી કરીને સદ્ગુણની કસોટીએ ચડતાં જો એંજેલો પાર ઉતરે, તો તેને કઠિન હૃદયનો કહેવાય, પણ તેને ન્યાયી તો કહેવો જ પડે; અને તેમાં નિષ્ફળ નીવડે તો તેમાં બેવડો લાભ હતો. એક તો, મેરિયાનાની દુર્દશાનો અંત આવે: અને બીજો, એ પ્રતિનાં માણસોને એકાદ બે સજ્જડ ઠોકરો લાગે ત્યારે સુધરવાનો અવકાશ છે. માણસો દુનિયામાં હરામખોરી કરેછે, તેના પણ બેપ્રકાર હોયછે; એક તો, ઇયાગોની માફક આજુ-બાજુ તપાસી, ચારે તરફથી ચોકસી કરી, મક્કમપણે સંસારમાં જાણી-જોઇને હરામખોરીનો માર્ગ કેટલાક ગ્રહણ કરી લેછે, અને બીજાં માણસોને દુર્દશા અનુભવાવવામાં તેમને એક જાતનો આનંદ આવેછે. આવાં માણસો કદિ સુધરતાં નથી, અને એકથી અનેકવાર છક્કડો

ખાતાં પણ ઠેકાણે આવી નીતિને ધોરી રસ્તે તેઓ ચડતાં નથી: બીજો, મનુષ્યના સ્વભાવને અંગે રહેલી નિર્બળતા ભૂલી જઈ, કોઇપણ લાલચની સામે પોતાના સદાચારનો કિલ્લો કેટલાક અડગ માનેછે; પરંતુ સમય અને સંજોગ અનુકૂળ થતાં મનુષ્યની સ્વાભાવિક નિર્બળતાને વશ બની તેઓ વર્ત્તેછે; પણ પછી તો દુનિયાની નજરે સદ્ગુણી દેખાવાનો દંભ તેમને આચરવો પડેછે. એમ અનુભવ થાય. આ પ્રકારનાં માણસો સુધરી શકે ખરાં, અને તે રસ્તો પણ શેક્સપીઅરે આ નાટકમાં બતાવ્યોછે. એવાં માણસોને ચડાવવાં અને પાડવાં, અને પછી એમનું યોગ્ય સ્થાન એમને આપવું. આ વાત નાટકનું મધ્ય બિંદુ છે, એમ લક્ષમાં રાખવાથી નાટક સમજતાં ઝાઝી મુશ્કેલી લાગશે નહિ.

ત્યારે હવે, એંજેલોનો સદ્ગુણ રાજાએ તાણી જોવો શી રીતે? પોતાની મર્યાદિત સ્થિતિમાં એંજેલો સદાચાર સાચવી રહ્યો હતો, એ વાત ખરી, પણ તેને નિરંકુશ સત્તા સોંપી દીધી હોય, તો સમય આવતાં શું થાય, એ જોઈ શકાય ખરૂં. આ ઉપરથી રાજા પોતાનો કુલ અધિકાર એને સોંપી ત્યાંથી અદૃશ્ય થાયછે. અહીંથી નાટકની શરૂઆત થાયછે. અને પહેલા પ્રવેશમાં પણ એ જ વાત કહેલીછે: "સત્તા હસ્તગત થયે સાધ્ય વસ્તુનું જ્યારે રૂપાંતર થાય, ત્યારે દાંભિકોની ગતિ શી થાયછે, એ આપણે જોઇશું," એમ રાજા પોતે જ કહેછે.

દરેકની પાત્રતાનો વિચાર બાજુએ રાખી, કેવળ સંજોગોનો જ વિચાર કરવા આપણે બેસીએ છીએ, અર્થાત્, કઇ ભૂમિ (Back ground of the Play) ઉપર પાત્રોને ચિત્રિત થવાનું છે, તે જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે નાટક સમજવામાં વળી

વધારે સુલભતા મળેછે. વિયેના શેહેર એ વખતે અનાચારનો અખાડો થઇ પડયું હતું. ધર્મની ધાસ્તી કોઇને રહી નથી, અને દુરાચારથી ઉત્પન્નથતા રોગની બડાઇની વાતો લોકો નિર્લજ્જ બની રસ્તા ઉપર કરેછે. નીતિના ધોરણ ઉપર બાંધેલા સખ્ત કાયદાની હયાતી હતી, પણ તેમનો ઉપયોગ કદિ થયો નથી, એટલે લોકોને એની ધાસ્તી રહી નથી. "તેથી કરીને નિરંકુશતા ન્યાયની પણ હાડછેટ કરવા લાગીછે; માને છોકરાં મારેછે, અને શિષ્ટાચાર સમૂળો નાશ પામ્યોછે." આ વાત ઠેકાણે ઠેકાણે કવિ તેનું સૂચન કરી આપણી નજર સન્મુખ રાખેછે. પાત્રોની ચિત્રભૂમિ આવીછે, તે બતાવવાનું, અને તેમાંથી એંજેલોના પતનનો પ્રસંગ કેવી રીતે ઉદ્ભવ પામવાનો છે તેસૂચવવાનું, પ્રયોજન બીજા પ્રવેશનું છે. વિયેનાની આવી સ્થિતિથી રાજા ખિન્ન બનેછે, અને એ સ્થિતિ નિર્મૂળ કરવા એંજેલો જ લાયક છે, એમ કહી પોતે દૂર દેશાવર જવાને બહાને ગામમાં જ રહેછે.

હવે, આવા સામાન્ય સંજોગોમાંથી એક વિશેષ પ્રસંગ ઉભો થાયછે. ક્લૉડિયો અને જ્યુલિયટ નામનું એક યુવાન જોડું પ્રેમમાં પડી વિવાહિત થાયછે, પણ અમુક કારણને લીધે તેઓ તુરત પોતાનાં લગ્ન કરતાં નથી. દરમ્યાન મનુષ્યના સ્વભાવને અંગે રહેલી નિર્બળતા તેઓ આચરેછે, અને જ્યુલિયટ સગર્ભા થાયછે. આ વાત છાની કેમ રહે? એંજેલોને તેની ખબર પડેછે, અને કાયદાનો અશ્વ છૂટી લગામે તેમના ઉપર છોડી મૂકેછે. ક્લૉડિયોનો અપરાધ એ માત્ર યુવાનીના મહિમાની ભૂલ જ છે, એટલું અહીં ધ્યાનમાં રાખવાનું છે.

એંજેલો ક્લૉડિયોને મોતનું શાસન ફરમાવેછે. આખું વિયેના પોકારી ઉઠેછે, કે આ સજા અણઘટતી રીતે ક્રૂર છે. વૃદ્ધ

ઇસ્કેલસ પણ એંજેલોને દયા રાખવા વિનવેછે, પણ એંજેલો પોતાના ઠરાવમાં મજબૂત રહેછે. રાજા હોય, તો આમ ક્રૂર ન થાય, એવી માન્યતા સહુની છે, પણ રાજાનો કોઇને પત્તો મળતો નથી. તેથી ક્લૉડિયો પણ નિરાશ થઇ જાયછે. મોતમાંથી બચવાનો તેને એક જ રસ્તો હતો, અને તે એ કે એંજેલો માફી આપે તો બને. પણ એંજેલો પાસે સમજાવવા કોણ જાય? પોતાની બ્હેન ઇસાબેલાના સદ્‌ગુણ અને ડાહાપણ ઉપર ક્લૉડિયો-ને વિશ્વાસ આવેછે, અને તે જાય તો કાંઇક આશા એના મનને બંધાયછે. આ ઉપરથી લ્યુસિયો નામના ગૃહસ્થ સાથે પોતાની બ્હેન ઇસાબેલાને, પોતાની જીંદગી બચાવવાનો પ્રયત્ન કરવા જવા, સંદેશો એ કહેવરાવેછે. આ સંદેશો ઇસાબેલાને પહોંચાડવાનું લ્યુસિયો માથે લેછે, અને અહીંઆં બીજો પ્રવેશ પૂરો થાયછે.

ત્રીજા પ્રવેશમાં, આમ ગુપ્ત રહી રાજ્યની તપાસ રાજા શા માટે રાખેછે, તેનાં કારણો એ પોતે આપેછે. આ કારણોના વ્યાજબી પણા ઉપર ટીકાકારો એકમત થતા નથી. નાટકમાં આ પ્રવેશનો ઉપયોગ કાર્યકારણની સાંકળ સાંધી વસ્તુને સ્પષ્ટ કરવાનો માત્ર છે.

ચોથા પ્રવેશની શરૂઆતમાં ઇસાબેલાને, મઠમાં દીક્ષા લઈ સાધ્વીની જીંદગી ગાળવાને તૈયાર થએલી આપણે જોઇએ છીએ. તેટલામાં ક્લૉડિયોનો સંદેશો એને લ્યુસિયો પહોંચાડેછે, અને એંજેલો પાસે જઈ અરજ ગુજારી પોતાના ભાઇની જીંદગી બચાવવાનો પ્રયત્ન કરવા લ્યુસિયો એને આગ્રહ કરેછે. પ્રથમ તો, પોતાનામાં એવી રીતે સમજાવવાની શક્તિ છે કે કેમ, તેની

શંકા ઇસાબેલાને થાયછે; પરંતુ લ્યુસિયો કહેછે તેમ એવી શંકા કરવાનો આ પ્રસંગ નથી. જેથી પોતાના ભાઇની જીંદગીની માગણી કરવા એંજેલો પાસે જવા એ તૈયાર થાયછે, અને અહીં પેહેલો અંક પૂરો થાયછે.

આ પ્રમાણે સામાન્ય સંજોગોમાંથી વિશેષ પ્રસંગ, અને વિશેષ પ્રસંગમાંથી એંજેલોનો પ્રસંગ કેવી રીતે ઉભો થયો, તે આપણે જોયું. આ છેલ્લો પ્રસંગ બીજા અંકથી હવે એક પ્રવાહ-માં વહેવા લાગેછે. બીજા અંકના પહેલા પ્રવેશની શરૂઆતમાં વૃદ્ધ ઇસ્કેલસ યુવાન એંજેલોને કલૉડિયોના ગુન્હા ઉપર દયાની આંખે જોવા કહેછે. કલૉડિયોના ગુન્હાને ગુન્હાનું રૂપ આપવું ઘટતું નથી; એ તો માત્ર લોહીના વિકારને લીધે ઉત્પન્ન થએલા મનોવિકારને પરિણામે થએલી ભૂલ માત્ર છે, તેથી મોતનું શાસન એને ઘટતું નથી. એંજેલો પોતે પણ એવા સંજોગોમાં એવું ન કરે? છતાં એંજેલો પોતાના વિચારમાં દૃઢ રહેછે. એંજેલોએ એવું પાપ કર્યું હોય, તો તેથી શું થઈ ગયું? એ કાંઇ ગુન્હો ન કહેવાય, કારણ કે જે પાપ કાયદાથી સજા પામે તે ગુન્હો, અને ગુન્હો જ કાયદાને આંખમાં ખટકેછે. એંજેલોના બોલવાનો આ ભાવાર્થ નિકળેછે. પરંતુ આ નીતિનો સિદ્ધાંત નથી, અને ન્યાયનો પણ ન કહેવાય, કારણ કે નીતિ અને ન્યાય જૂદાં નથી, અને વળી સર્વનો ન્યાય કરનારા સર્વજ્ઞ ન્યાયાધીશની સમક્ષ પાપનો પણ ન્યાય થાયછે જ. પાશ્ચાત્ય નીતિવેત્તાઓ નીતિનાં બે ધોરણ સ્વીકારેછે: બાહ્યનીતિ (Objective Morality) અને આંતરનીતિ (Subjective Morality): અજ્ઞાન એંજેલો માત્ર બાહ્યનીતિનો અનુયાયી બની રહેછે. "ચોરને ચોર સજાએ પહોંચાડે, તો તેની દરકાર કાયદાને કાંઇ? ન્યાય તો

પોતાની સમક્ષ જે આવેછે તેનો જ ન્યાય કરેછે.” આ બન્ને નીતિના સિદ્ધાંતનો આપણે પછી વિચાર કરશું, કારણ કે આ નાટકમાંથી શેકસપીઅરની નીતિનો સિદ્ધાંત શો હતો, તે આપણે હાથ કરવાનો છે. પરંતુ કેવળ બાહ્યનીતિના સત્તાધારી અનુયાયીઓની સત્તામાં જનસમાજને જોખમકારી થઈ પડવાનું સામર્થ્ય રહેલુ છે, અને એંજેલોની પણ અત્યારે એ જ દશા થાયછે, અને ક્લૉડિયોને મૃત્યુનું જ શાસન આપવું, એવો આગ્રહ લઈ બેઠોછે.

પરંતુ એક વાત બહુ સારી રીતે ઠસાવવાનો શેકસપીઅરનો આગ્રહ આ નાટકમાંથી આપણને પ્રતીત છે. નીતિનો સિદ્ધાંત જે માણસ સમજતો નથી, તે માણસ જો અનીતિ આચરે, તો તે આપણી દયાને પાત્ર છે, કારણ કે તે પશુવત્ છે. પણ જે સિદ્ધાંત જાણેછે, છતાં અનીતિ આચરે છે, તે ધિક્કારને પાત્ર છે, છતાં ક્ષમાયોગ્ય છે. પણ ખરેખરો હરામખોર તો એ જ છે, કે પોતે જાણવા છતાં જે પાપ કરેછે, તે જ પાપ જો બીજો કરે, તો તેના ઉપર ક્ષમાદૃષ્ટિ રાખતો નથી, અને ઉલટો કાયદાનો ક્રૂર કાનુન સખ્ત રહી તેના ઉપર ચલાવેછે.

વળી, આ બન્ને અમીરો વચ્ચે અહીં થતી વાતચિત ઉપરથી નાટકનો ઉદ્દેશ પણ સૂચિત છે.

દયા ધર્મકો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાન.

સત્તાથી દયાને કદિ પણ અળગી રાખવી ન જોઇએ. સત્તાધારી મનુષ્યોને સત્તા મળી, માટે તેઓ માણસ મટી જતાં નથી. મનુષ્યના સ્વભાવમાં બુદ્ધિ અને વિકાર (કામ, ક્રોધ આદિ ષડ્

રિપુઓ) જન્મથી જ જડાએલાં છે; તેમાંથી જે નીતિશાસ્ત્ર વિકારનો કેવળ નિષેધ કરવાની જ ઇચ્છા રાખે, તે ભૂલ ભરેલું જ સમજવાનું છે, કારણ કે તે વાત અશકય છે. મનુષ્યના કોઠામાં જ્યાંસુધી ચપટી ધાન્ય જાયછે, ત્યાંસુધી વિકારની અસર તો રહેવાની જ. બુદ્ધિના બળે વિકારનું નિયમન કરવું, એ જ નીતિ, અને પુરૂષાર્થ પણ તેમાં જ છે. પુરૂષાર્થને ખરેખરો અવકાશ મનુષ્યની ઇચ્છાશક્તિમાં રહેલો છે. બુદ્ધિમાંએ નહિ, અને બાહ્ય સંજોગમાંએ નહિ. એરિસ્ટોટલ કહેછે, તે પ્રમાણે મનુષ્યની નીતિનું શાસ્ત્ર તો આવું છે. વિકારને કેવળ ધ્યાનમાં ન રાખે, તે નીતિ દેવની હોય, અને મનુષ્યો દેવ નથી, એ તો ભાષાશાસ્ત્ર જ કહી આપેછે; અને નીતિના વિચારમાંથી જો બુદ્ધિને બાજુએ રાખો, તો તે પશુની સ્થિતિ છે, અને મનુષ્યો પશુ પણ નથી. આમ હોવાથી, એક માણસને બીજા માણસનો ન્યાય કરવાનો વખત આવે, ત્યારે સજા કરતી વખતે વિકારની સત્તા એણે ધ્યાનમાં લેવાની છે. મનુષ્યોનો ન્યાય દેવને હાથે કરાવવામાં મનુષ્યને અન્યાય જ થાય. બન્નેનાં ધોરણ જ્યાં એક હોય, ત્યાં વાંધો કશો નથી; પછી બન્નેના આચરણમાં મોટો તફાવત હોય, તેની ફિકર નથી. એક બીજાને તેઓ સમજી શકે, એટલે બસ છે. પરંતુ આ અરસપરસ સમજણનું વાસ્તવિક પરિણામ શું આવે? મોટામાં દયા અને નાનામાં પોતાના આચરણને લીધે ઉપજેલા અસંતોષને લીધે પશ્ચાત્તાપ. સદાચારી વિરલા મનુષ્યોને આપણે દેવ જેવાં કહીએ છીએ, તે જ બતાવી આપેછે, કે ઇશ્વરનો કાયદો આપણી નીતિના કાયદાથી જૂદો નથી. માટે અંતે આપણને પણ અન્યાય મળશે, એવી ધાસ્તી રાખવાનું કાંઇ કારણ નથી.

વારૂ, ત્યારે એંજેલો દેવ છે? બેશક નહિ, કારણ કે એનામાં દયા કયાં છે? વળી આપણે જાણીએ છીએ, કે એવી જ જાતની

દુષ્ટતા એ પોતે જ હમણાં કરશે; માટે જ એ હરામખોર છે. ઉપર જે સઘળું કહ્યુંછે, તેના બળે જો વિચારી જોશો, તો તમને માલમ પડશે, કે એના કરતાં કલૉડિયો ઘણે દરજ્જે સારો છે. આવા માણસને બીજાનો ન્યાય કરવાનો અધિકાર શો છે? નીતિના ઉંડા ન્યાયે જોતાં, એનો ન્યાય કલૉડિયોએ કરવો જોઇએ. પણ વાસ્તવિકતા ઉલટી છે, તેથી, સંજોગ અને પ્રસંગની પણ દૃશ્ય સંસારમાં કેવી પ્રબળતા છે, તે વિચારવાનો પણ આ એક પ્રસંગ છે. ઇસાબેલા કહેછે તેમ આ તો "કૂતરૂં ધર્માસને ચડી બેઠુંછે." ધર્માત્મા રાજાએ વિશ્વાસપૂર્વક એને ઉંચો અધિકાર સોંપ્યો, તો હરામખોર માણસ એજ અધિકારને પોતાના ખાનગી વિકારને તૃપ્ત કરવામાં કેવી રીતે વાપરેછે, તે આપણે ધીમે ધીમે જોશું.

પણ એક બીજી વાત અહીં લક્ષમાં લેવાની છે. વિયેનાનો જનસમાજ બગડીને કેવળ સડી ગયો હતો, એ વાત નિઃસંશય છે. ઘેર ઘેર માટીના ચૂલા હોવાથી કોઇ કોઇને કહી શકે એમ નથી. પોલિસ ખાતું તો આંતરનીતિને અનુકૂળ હોવું જોઇએ, પણ પોલિસ અમલદારનુંજ ઘર પુટેલું છે. આવો સમાજ શી રીતે સુધરે? એંજેલોનો વિચાર, કાયદાનો અમલ બરાબર કરી, એને સુધારવાનો છે. રાજ્યનું અસ્તિત્વ કાયદાના બંધારણ ઉપર જ ટકી રહેલું છે, એ વાત ખરી છે, અને કાયદાઓ એકંદરે બાહ્ય-નીતિના ધોરણ ઉપર જ રચી શકાય. પરંતુ આવી રીતે રચાએલા કાયદાને જો અક્ષરશઃ અમલમાં મૂકવામાં આવે, તો દરેકે દરેક માણસના કપાળે કાયદાની સજાનો ડામ દીધા વિના ચાલે નહિ; કારણ કે એવો કોણ માણસ છે, કે જેણે કોઇપણ વખતે કાંઇપણ અનાચાર ન કર્યો હોય? સત્તાધારી મનુષ્યો તેમાંથી મુક્ત રહી

શકે ખરા, પણ તે ન્યાય ન કહેવાય. માટે હૅસ્કેલસ કહેછે, કે કાયદાનો અમલ કરતાં દયા પણ દેખાડવી. પણ અયોગ્ય સ્થળે દયા દેખાડવામાં આવે, તો તેનો પણ ગેરઉપયોગ થયો ગણાય—તેથી, સમાજ સુધરે કેમ, એ પ્રશ્ન તો ઉભો જ રહેછે. આનો રસ્તો પણ શેક્સપીઅર બતાવેછે. રાજા કહેછે તેમ એવા સમયમાં શિખામણ અને સજા (Instruction and Correction) બન્નેનો ઉપયોગ કરવાનો છે.

બીજા પ્રવેશમાં ઇસાબેલા પોતાના ભાઇની જીંદગીની માગણી કરવા એંજેલો પાસે જાયછે. "મારા ભાઇને નહિ, પણ એના દોષને દંડશો" એ ઇસાબેલાની પ્રથમ દલીલ છે. પણ એનો જવાબ સુલભ છે, અને એંજેલો તે આપેછે. સદ્ગુણી બાળા ન્યાયની વાતને સ્વીકારી નિરાશ થઇ જાયછે, અને જવા માંડેછે. પણ લ્યુસિયો સાથે આવ્યોછે, અને કેસને આમ છોડી દેવામાં તેને ઉતાવળ લાગેછે. ઇસાબેલા પાછી ફરેછે. અને એટલામાં તેને નવો વિચાર સ્ફૂરી આવેછે. ક્લૉડિયો દોષિત છે, એ વાત ખરી, પણ એંજેલો એના ઉપર દયા બતાવી ન શકે? એંજેલો કહેછે, કે કાયદાની રાહે ક્લૉડિયો શાસન ભોગવેછે, અને ઇસાબેલાનું બોલવું કેવળ વ્યર્થ જાયછે. તથાપિ દયા એ ઈશ્વરી ગુણ છે, અને રાજ્યાધિકારી પુરૂષોએ એ ગુણ રાખવો જોઇએ. એંજેલો કહેછે, કે નિષ્પક્ષપાતી ન્યાયમાં દયાનો વાસો ન હોવો જોઇએ. ન્યાયની લગામ બરાબર ચલાવવામાં એંજેલો મોટામાં મોટી અને બેવડી દયા દેખાડેછે, પણ દયાથી સત્તાને વિખૂટી પાડવામાં આવે, ત્યારે તેમાં ન્યાય રહેતો નથી, અને જગતનું આખું વ્યવહારતંત્ર દયાજનિત ન્યાય ઉપર ચાલેછે. આવા અન્યાયને જો ન્યાય કહી શકાતો હોય, તો તે સત્તાના બળે.

પરંતુ રાક્ષસનું બળ હોય તે સારૂં છે, પણ તેનો ઉપયોગ કરવો એ સારૂં નથી. ઈશ્વરનો કાયદો એવો છે. જેને ઈશ્વરની દયાની ઇચ્છા છે, તેણે દયા રાખવી જોઇએ. સહુ માણસો સરખાં હોતાં નથી. નીતિમાં કોઇ ઉંચો હોયછે, અને કોઈ નીચો હોયછે. પણ આ બધું એંજેલોને સંભળાવવાનું પ્રયોજન શું? કારણ સ્પષ્ટ છે. મનુષ્યનો સ્વભાવ બિલોરી કાચ જેવો છે, તે કયારે ફૂટશે તે કહી શકાતું નથી. "આપના અંતરપટમાં પ્રવેશ કરો, અને હૃદય ઉપર હાથ મૂકી ત્યાં પૂછી જુઓ, કે મારા ભાઇએ જે ભૂલ કરીછે, તેના જેવું ત્યાં કાંઇ છે? અને મારા ભાઇના જેવી ગુન્હેગારી મનુષ્યના સ્વભાવમાં જ રહેલી છે, એમ જો તમારૂં હૃદય કબૂલ કરે, તો મારા ભાઇની જીંદગી વિરૂદ્ધ તમારી જીભે એક વિચાર પણ ઉચ્ચારવો ન જોઇએ." આ સઘળું એંજેલોના અંતરમાં કાંઇક નવીન પ્રકાશ પાડેછે, અને ક્ષોભનો માર્યો ત્યાંથી ચાલ્યો જવાનો પ્રયત્ન કરેછે. પણ ઇસાબેલા એને પાછો વાળેછે, અને પોતાના ભાઇના છૂટકારાના બદલામાં પવિત્ર પ્રાર્થનાઓની રૂશવત આપવા કહેછે. એંજેલો એને ફરી આવવાનું કહેછે. ઇસાબેલા જાયછે, એંજેલો એકલો રહેછે. એંજેલોની પોતાની સ્થિતિ હવે દયાજનક થઈ પડી છે, કારણ કે ઇસાબેલાનો મોહ હવે એને થઈ ચૂકયોછે. આ આખો પ્રવેશ ધ્યાનથી વાંચી મનન કરવા જેવો છે, તેમાંએ એંજેલોનું છેલ્લું સ્વગત ભાષણ ખસુસ કરીને વિચારવા જેવું છે, કારણ કે તેમાં એની પાત્રતાનું બીજ રહેલું છે.

ત્રીજા પ્રવેશમાં પાદરી રૂપે રાજા દેખાવ આપેછે, અને જ્યુલિયટના હૃદય અને વિચારનું નિરીક્ષણ કરી, તેના આચરણમાં ગુન્હાનું ખરૂં સ્વરૂપ નથી, એ નિર્ણય ઉપર આવેછે. આ પ્રવેશનું પ્રયોજન એ છે.

ચોથા પ્રવેશમાં શેકસપીઅરે પોતાની અનુપમ કળા બતાવી આપીછે; અને તેનો અક્ષરે અક્ષર ખાસ લક્ષથી વાંચવા જેવો છે. શરૂઆતમાં એંજેલો પોતાનું હૃદય તપાસતો બેઠોછે, અને અંતે "માટી, તું માટી તે માટી જ" એમ કહી, મનુષ્ય સ્વભાવની ક્ષણભંગુરતા એ લગભગ સ્વીકારેછે, તેટલામાં નોકર આવી ઇસાબેલા આવવાના ખબર આપેછે, અને ઇસાબેલા પ્રવેશ કરેછે. અહીંઆં બન્ને વચ્ચે થએલી વાત ખાસ લક્ષ આપીને વાંચ્યા વિના સમજાય તેમ નથી, કારણ કે શબ્દો લખીને સમજાવાય, એવી શેકસપીઅરની કળા નથી. એંજેલોને મોહ હવે થયોછે, અને ગમે તેમ કરીને તેને પોતાનો વિષયાભિલાષ તૃપ્ત કરવો છે. ઇસાબેલાને ભાઇ બચાવવો છે, પણ ભાઇની જીંદગી કરતાં સદાચાર તેને વધારે વહાલો છે. કેટલીક ગૂઢ અને દ્વીઅર્થી વાતચિત થયા પછી એંજેલો નિર્લજ્જ બની ક્લૉડિયોને છોડી મૂકવાના બદલામાં ઇસાબેલાની શરીરસંપત્તિની માગણી કરેછે. ઇસાબેલાને હવે એંજેલોનું પોકળ સમજાઈ જાયછે, અને તેને છતો પાડવાની ધમકી આપી પોતાના ભાઈને માફીપત્ર અપાવવાનું કરેછે, પણ એંજેલોની માગણીનો અસ્વીકાર કરેછે. એંજેલો જરાએ ડગતો કે ડરતો નથી, અને પોતાના દુરાશયના વિકારની લગામ બેધડક છૂટી મૂકી, ક્લૉડિયોને કરી રિબામણીથી મારી નાખવાની ધમકી આપેછે. ઇસાબેલા સદાચારમાંથી નહિ ડગવાનો નિશ્ચય કરી ચાલી જાયછે, અને અહીંઆં બીજો અંક ખતમ થાયછે.

આ પ્રમાણે ઇસાબેલાને માથે ધર્મસંકટ આવી પડેછે, અને આ ગુંચવણ ઉકેલવાનું કામ રાજાનું છે, કારણ કે રાજામાં ઇશ્વરી અંશ છે, અને ઇશ્વર આવો અધર્મ ચાલવા કેમ દે? ત્રીજા અંકથી આ ગુંચવણ ઉકેલવાનું કાર્ય શરૂ થાયછે. ઘણા ટીકાકારો અહીં

પ્રશ્ન કરેછે, કે આવી ગુંચવણ રાજાએ પ્રથમથી શા માટે પડવા દીધી? પણ એમ થયું ન હોત, તો પછી નાટકનો વિષય કયાં રહ્યો? ઈશ્વરે જગત્ શા માટે રચ્યું, એના જેવો એ સવાલ થઈ પડેછે, અને તેનો નિર્ણય કરવાનું કામ આપણું નથી.

ત્રીજા અંકની શરૂઆતમાં પાદરીના વેશમાં ફરીને રાજાને ફરતો આપણે જોઇએ છીએ. કેદખાનામાં કલૉડિયોને રાજા મળેછે, અને કલૉડિયોને નાણી જુએછે. સામાન્ય માણસની માફક મોહવશ બની એણે અઘટિત કર્યુંછે, છતાં ઈશ્વરનો ડર એના મનમાંથી હજી નાબુદ થયો નથી, તેથી, પોતાના પાપને માટે પશ્ચાત્તાપ કરી, મૃત્યુને માટે તે તૈયાર બની રહેછે. દરમ્યાન ઇસાબેલા પોતાના ભાઈ પાસે આવેછે, અને ભાઇ બ્હેન વચ્ચે થતી વાતચિત રાજા સંતાઇને સાંભળી લેછે, અને એંજેલોની દુષ્ટતાથી વાકેફ થાયછે. ઇસાબેલા પવિત્રતાના કાનુનને મજબૂતીથી વળગી રહેછે, અને કલૉડિયોની આશા હવે સમૂળી નાશ પામેછે. ભાઇ બ્હેનની વચ્ચે રકઝક ચાલેછે, તેવામાં રાજા ફરી પ્રવેશ કરેછે, અને એંજેલોએ તો માત્ર ઇસાબેલાના સદ્ગુણની પરીક્ષા જ કરીછે, એમ કહી કલૉડિયોને શાંત કરેછે; અને પછી રાજા ઇસાબેલાની સાથે ખાનગી બેત રચેછે. અહીંઆં એંજેલોને બરાબર સપડાવવાનો કપટપ્રબંધ રચાયછે. ઇસાબેલાએ એંજેલોની માગણી બેધડક સ્વીકારવી, અને તેનો સંકેત સાચવવા મેરિયાનાએ જવું, એવો નિશ્ચય થાયછે.

બીજા પ્રવેશમાં સમાજને સુધારવાના ઉપાય કામે લાગી ગએલા આપણે જોઈએ છીએ. કાયદાએ ગુન્હેગારને પકડવા માંડ્યાછે. પૉમ્પી નામના મશહૂર દલાલાખોરને પકડવામાં આંવ્યોછે,

છતાં ખરેખરો બદમાશ જે લ્યુસિયો તે તો છૂટો જ રહેવા પામેછે. રાજા શિખામણ આપી લોકોને સુધારવાના પ્રયાસમાં પડ્યોછે. પણ જ્યાંસુધી ખાનપાન બંધ ન થાય, ત્યાંસુધી એ દુરાચાર બંધ થવો અશક્ય છે." ઇસ્કેલસ દયા વાપરી કામ લેછે. ત્રણ ચાર વાર ચેતવણી આપ્યા છતાં જે બાઈ સુધરતી નથી, તેને એ કેદમાં મોકલેછે. અને પછી લ્યુસિયો અને રાજાની વાતચિતનો પ્રસંગ પડેછે. આ પ્રસંગમાંથી પણ શેકસપીઅર એક મહાન્ ઉપદેશ આપેછે, પણ તેનો વિચાર આપણે પછી કરશું. દરમ્યાન પાદરીના વેશમાં રાજા ઇસ્કેલસને મળેછે; દેશની સ્થિતિની અને ગેરહાજર રાજાની વાત થાયછે, અને છેવટે ક્લૉડિયો મૃત્યુને માટે તૈયાર છે, એમ કહી રાજા વિખૂટો પડેછે; અને અંતમાં, ધર્માસને બેસી ન્યાય તોળનાર અધિકારી કેવો હોવો જોઇએ, તેનું વિવેચન કરી, અબળાને ન્યાય અપાવવાનો આગ્રહ રાખી, રંગભૂમિ ઉપરથી અદૃશ્ય થાયછે, અને અહીં ત્રીજો અંક પૂરો થાયછે.

ચોથા અંકથી નાટકનું કાર્ય ત્વરા ગ્રહેછે. શરૂઆતમાં મેરિયાના શોકનો વખત સંગીતના આનંદમાં ગાળતી બેઠીછે, તેવામાં પાદરી રૂપે રાજા આવેછે, અને એટલામાં ઇસાબેલા પણ આવેછે. દરમ્યાન ઇસાબેલાએ એંજેલોની માગણી સ્વીકારીછે, અને, હવે સંકેતનો સમય કેમ વીતાવવો, તેનો પાઠ ભણાવવાનું બાકી રહેછે, અને તે થાયછે. આ સંકેત બરાબર સચવાઈ ગયોછે, એમ આપણે કલ્પના કરી લેવાની છે.

બીજા પ્રવેશમાં પૉમ્પીએ જલ્લાદનું કામ કરવું, એવી એને સજા થએલીછે, અને પોતાના નવા ધંધાનો પાઠ તે શીખેછે. આથી કરીને, દલાલાખોરના ધંધાને ચાંડાળના ધંધા સાથે સરખાવ્યોછે,

અર્થાત, બન્ને ધંધા નીચમાં નીચ છે. દરમ્યાન, ક્લૉડિયો દારોગા પાસે આવેછે, અને તેને તેના મૃત્યુનું શાસનપત્ર દારોગો બતાવેછે. મધ્યરાત્રિ વીતી ગઇછે. દારોગો ભલો માણસ છે, અને કોઇપણ રીતે એંજેલો ક્લૉડિયો ઉપર દયા દેખાડશે, એવી આશા તેને રહ્યા કરેછે. મધ્યરાત્રિ વીતી ગઇછે, અને સવારનો સમય નજીક આવતો જાયછે. સવારે આઠ વાગે ક્લૉડિયોને દેહાંતદંડ દેવાનો છે. એટલામાં પાછો રાજા પ્રવેશ કરેછે, અને ક્લૉડિયોનું માફીપત્ર આવવું જોઇએ, એવું સૂચન કરેછે; તેવામાં એંજેલોનો જાસુસ આવેછે. અને તેની સાથે આવેલી ચિઠ્ઠીમાં દારોગાને એવું એંજેલોએ ફરમાવ્યુંછે કે, ચાર વાગતે ક્લૉડિયોને દેહાંતની સજા કરવી, અને ખાત્રી થવા પાંચ વાગતે એનું માથું એંજેલોને જોવા મોકલાવવું. કેવો હરામખોર છે! પોતે જે પાપ હમણાં જ કર્યુંછે, તેથી હજાર દરજ્જે ઓછા પાપને માટે બીજાનો જીવ લેવા એ તત્પર થયોછે. રાજાને ઉતાવળથી પોતાનું કાર્ય કરવાની હવે જરૂર જણાયછે. એથી કરીને નાટકના કાર્યમાં પણ અહીંથી અત્યંત ત્વરા આવેછે. કેદખાનામાં જ દારોગા સાથે રાજા ગોઠવણ કરી લેછે, અને ક્લૉડિયોને જીવતો રાખી કોઇ બીજાને મારી તેનું માથું એંજેલો પાસે મોકલાવવું, એવી સૂચના કરી રાજા જાયછે.

ત્રીજા પ્રવેશમાં આખા ગામનો ગંદવાડો કેદખાનામાં જ ભેગો થએલો આપણે જોઇએ છીએ. પેલી બાઇનાં ઘણાંખરાં ઘરાકો તો અહીં જ છે, પણ બધાં ભીખ માગતાં બની ગયાંછે. હવે એક ખરેખરા ગુન્હેગારને મારી તેનું માથું એંજેલો પાસે મોકલવાની તજવીજ થાયછે, પણ તે ગુન્હેગાર મૃત્યુને માટે તૈયાર ન હોવાથી દારોગો મુંઝાયછે, તેવામાં રાજા ત્યાં ફરીને આવી

ચડેછે. તેવામાં એક કેદી મરી ગયાના ખબર મળેછે, અને તેનું માથું એંજેલો પાસે જાયછે. એવામાં ઇસાબેલા આવેછે, અને એ તો પોતાના ભાઇને જ મૃત્યુની સજા પામેલો સમજી કલ્પાંત કરેછે, અને એંજેલો પર ધુંધવાઈ જાયછે. રાજા તેને શાંત પાડેછે, અને ખરો ઉપાય બતાવેછે.

આણી તરફ એંજેલોને ખબર મળેછે, કે રાજા એકદમ પાછા આવેછે, તેથી એનું ગુન્હેગાર મન કંઇ કંઇ તર્કવિતર્કના ઘોડા ઘડેછે. દરમ્યાન, એક બીજા પાદરીને પોતાના કામથી વાકેફ કરી, ઇસાબેલા અને મેરિયાનાનું કામ તેને સોંપી, પોતે રાજપદવી ધારણ કરી, રાજા પોતાનું રાજાસ્વરૂપ ધારણ કરી લેછે. અને અહીં ચોથો અંક સમાપ્ત થાયછે.

એંજેલોને છતો કેવી રીતે પાડવો, તેજ પ્રયોજન પાંચમા અંકનું છે. હવે રાજા છડી સવારીએ ગામમાં પેસેછે; અને રસ્તામાં જ પોતાની ફરિયાદ ઇસાબેલા પોકારી પોકારીને કરેછે. એંજેલો ગભરાઈ જાયછે, અને જ્યારે મેરિયાના રંગભૂમિ પર તેની વિરૂદ્ધ સાક્ષી પૂરવા પ્રવેશ કરેછે, ત્યારે તો વાત તેની સમજણની પણ બહાર ચાલી જાયછે, અને બેધડક ગુન્હાનો ઇનકાર તે કરેછે. પણ રાજા સઘળી વાત જાણતો હોવાથી તેને પોતાની વિરૂદ્ધ સાક્ષીમાં ઉભો રહેલો જ્યારે એ જુએછે, ત્યારે ગુન્હો કબૂલ કરી પોતાનું મોત એ માગી લેછે. મેરિયાનાને પરણવાનો રાજા એને હુકમ કરેછે, અને પછી એને દેહાંતની સજા ફરમાવેછે. મેરિયાના વચમાં પડી એને જીવાડવા કાલાવાલા કરેછે, અને ઇસાબેલા પણ મોટા મનથી ન્યાયના સિદ્ધાંતનો જ આશ્રય લઈ એને માફ કરવા કહેછે; અને એંજેલોને માફી મળેછે. ઇસાબેલાના ગુણોથી

મોહિત થએલો રાજા એને પરણેછે. કલોડિયો જીવતો રહેછે. તેને પણ રીતસર માફી મળેછે, અને પેલા હરામખોર લ્યુસિયોને, જે કુલટાને એણે તજી દીધી હતી, તેની જ સાથે પરણાવવામાં આવેછે, પણ આ પરણેતરને લ્યુસિયો શિક્ષારૂપ સમજેછે. આવી રીતે નાટક પૂરૂં થાયછે.

આ પ્રમાણે એંજેલો દુનિયાના મોટા હરામખોરોમાંહેલો એક છે, પણ કેવા પ્રકારનો છે, તે આપણે જોઇએ. પરંતુ તે સમજવા માટે આપણે નીતિના ન્યાયશાસ્ત્રમાં ઉતરવું પડશે.



## પાત્રભેદ.

શેકસપીઅરનાં નાટકો ઉત્તમ કાવ્યકળાના નમુના છે, એ તો નિર્વિવાદ વાત છે. પણ કાવ્ય એટલે શું, અને તેની કળા શું, તે આપણે સમજવું જોઇએ; અર્થાત્ કોઇ પણ કાવ્યનુ મંડાણ નીતિના પાયા ઉપર હોવું જ જોઇએ કે કેમ, તે શોધવાનું આપણું તાત્પર્ય છે. જો તેમ હોય, તો શેકસપીઅરનાં નાટકો-માંથી આપણને નીતિનાં તત્વ હાથ લાગી શકશે, કારણ કે તેઓ ઉત્તમ કાવ્યકળાના નમુના છે.

**रसात्मकं वाक्यं काव्यं**—એ આપણા એક કાવ્યશાસ્ત્રકારનું સૂત્ર છે. પણ 'રસ' શબ્દનો અર્થ આપણે કેવી રીતે સમજશું? કારણકે તે તો અનુભવની વાત છે. તોપણ આપણે કહેશું, કે ઇશ્વિર-સૃષ્ટિને અવલોકવાથી જે અલૌકિક આનંદની પ્રાપ્તિ આપણા હૃદયને થાયછે, તે રસ. બાહ્યસૃષ્ટિની આવી ઉચ્ચ પ્રતિભા કવિઓનાં હૃદય અનુભવેછે, અને તે અનુભવ વાણીદ્વારા જ્યારે તેઓ પ્રત્યક્ષ કરેછે, ત્યારે તે કાવ્ય બની રહેછે. અર્થાત્, આવી પ્રતિની ઉચ્ચ પ્રતિ-ભામાં બાહ્યસૃષ્ટિમાં રહેલો ઈશ્વિરી અંશ અને કવિનું અંતઃકરણ તન્મય બની એક થઈ જાયછે; અને ઇશ્વરસૃષ્ટિની રચના નીતિના નિયમો ઉપર થએલી હોવાથી, નીતિનો પાયો એની મેળે એવાં કાવ્યોમાં આવી જાયછે. એથી કરીને ઉંચી પ્રતિનાં કાવ્યો નીતિના આધારભૂત જ હોયછે.

પાશ્ચાત્ય વિદ્વાનો આની આ જ વાત બીજે રૂપે કહેછે. તેએ કાવ્યનો આત્મા સૌંદર્યને માનેછે. પણ બાહ્યસૃષ્ટિમાં રહેલું સૌંદર્ય આત્માના સૌંદર્ય વિના કોણ જોઈ શકવાનું છે? એમર્સન કહેછે, તે પ્રમાણે ઉંચી પ્રતિનું કાવ્ય સમજવાને માટે તેને અનુરૂપ ઉચ્ચ રસજ્ઞતા જોઇએ. હવે જેમ ઈશ્વરની સૃષ્ટિમાંથી ગૂઢ અને ગહન સત્યના નિયમોની આપણને પ્રતીતિ થાયછે, તેમ મહા કવિઓની ઉચ્ચ ભાવનામાંથી તેમના કાવ્યદ્વારા તેમના આત્મસૌંદર્યનું આપણને દર્શન થાયછે. અર્થાત્, કાવ્યના પ્રદેશને જ ઉદ્દેશીને બોલીએ, તો ઈશ્વરનાં સત્ય મનુષ્યની નીતિભાવના જ ઓળખી શકેછે. કવિના ઉચ્ચ હૃદયમાં માનુષી નીતિ અને ઈશ્વરનાં સત્યો એક રૂપ થઈ જાયછે. તેથી ઉત્તમ કવિઓના કાવ્યોમાં નીતિના ઉંડા અને ગહન સિદ્ધાંતો અસ્ખલિત વહેવા જોઇએ; અને તેના ઉપર મનુષ્યવ્યવહારની નીતિનો પાયો રચાવો જોઈએ. અર્થાત્, મહા કવિઓ જનસમાજની નીતિના ઉપદેશકો હોયછે.

કાવ્ય અને ફિલસુફીના પ્રદેશ ભિન્ન ભિન્ન છે, એ અમે જૂલિયસ સીઝરની પ્રસ્તાવનામાં કહ્યુંછે. બન્નેના ઉદ્દેશ એક જ હોયછે, એટલે કે સમાજનું કલ્યાણ કરવાનો ઇરાદો બન્નેનો હોયછે, તથાપિ, આ ઉદ્દેશ તેઓ જે રીતે પાર પાડવાનો પ્રયત્ન કરેછે, તેમાં ફેર હોયછે. સત્ય જ્ઞાનના બળે તત્વવેત્તા કેવળ નિર્વિકારી અને શાંત મનથી સ્પષ્ટ ઉપદેશ આપેછે, ત્યારે નીતિના ઉંડા અનુભવના બળે વ્યવહારિક દૃષ્ટાંતોમાંથી સત્યના નિયમોનું સૂચન માત્ર કવિ કરેછે. કાન્તાની માફક કવિ ઉપદેશ આપેછે, તત્વવેત્તા ગુરૂની માફક ઉપદેશ આપેછે. આથી કરીને કવિને આપણા વિકારોની સાથે વિકૃત બની પોતાનો ઉપદેશ સૂચવવામાં અત્યંત ઉત્સાહી બનવું પડેછે. એક બીજો ભેદ પણ છે. તત્વવેત્તાઓ પરલોકનું

પણ ચિંતન કરી ઉપદેશ આપવામાં તેનો પણ ઉપયોગ કરેછે. કવિઓ તેનું સૂચન માત્ર કરેછે. દાખલા તરીકે, તત્વવેત્તાઓ પૂનર્જન્મનો આશ્રય લઈ કહી શકેછે, કે અનીતિનું ફળ આ જન્મમાં નહિ તો આવતા જન્મમાં પણ ચાખવું પડશે જ. કવિઓ દાખલા આપી કહેછે. કે કેટલાકને પોતાનું ફળ આ જન્મમાં મળતું નથી, માટે પૂનર્જન્મ હોવો જોઇએ. ટૂંકામાં, કાવ્યનો પ્રદેશ વ્યવહાર છે.

પરંતુ વ્યવહારનું દિગ્દર્શન કરાવવામાં કવિ ઈશ્વરનું યશોગાન કરી ભક્તિરસમાં જ લીન બનેછે, કારણ કે વ્યવહારનો નિયંતા તો ઈશ્વર જ છે. પણ વ્યવહારને યથાસ્થિત વર્ણવે, તો જ કવિને આ લાભ પ્રાપ્ત થાયછે. ઈશ્વરની સૃષ્ટિનું તાદ્દશ વર્ણન કરવા માટે કવિએ પોતાના વ્યક્તિગત વિચારો અને વિકારોને વિસરી જવા જોઇએ, કારણ કે ત્યારે જ તેનામાં સૃષ્ટિની સાથે એકમયતા આવી શકેછે. ક્ષુલ્લક લેખકો આથી ઉલટી દિશામાં પ્રવર્ત્તેછે, માટે જ તેમના લેખો કાવ્યકળાની દૃષ્ટિએ આદરણીય નથી હોતા. પરંતુ સામાન્ય દૃષ્ટિએ ઈશ્વરની સૃષ્ટિમાં ન્યાય અને અન્યાય બન્ને જોવામાં આવેછે, અને શેકસપીઅર કહેછે તેમ મનુષ્યની જીંદગી સારા અને નરસા બન્ને તાંતણાથી વણાએલી છે. એથી કરીને કુદરતને યથાર્થ બતાવી આપતી ઉત્તમ કવિની કૃતિમાં સારા અને માઠા બન્ને પ્રસંગોનું સંમીલન હોયછે. પરંતુ કવિનો ઉદ્દેશ કુદરતના જેવો જ હોવાથી તેમાં અશ્લીલ દોષ આવ્યો ગણાતો નથી, કે જે દોષ અધમ લેખકોના લેખોમાં વારંવાર જોવામાં આવેછે. વળી, ઈશ્વરની સૃષ્ટિ આપણને સત્યનો બોધ જે રીતે કરેછે, તે જ રીતે શેકસપીઅર પણ પોતાનાં નાટકોમાં આપણને ઉપદેશ આપવા ઉત્તમ કળા વાપરેછે. સારાં માણસો સુખી થાયછે, નઠારાં દુઃખી થાયછે, જુલમગારો અને ચંડાળ

પાપી હૃદયો ઘડીક જીતેછે, પણ પછી કપાયછે અને રિબાયછે. ભોળાં અને વિશ્વાસુને દાંભિકો ફસાવેછે, દાંભિકો પોતાના દંભના આચ્છાદન નીચે કુકર્મો કરેછે, પણ છેવટે તેમનો દંભ છતો પડ્યા વિના રહેતો નથી.—આ સઘળું સંસારમાં અવાચક રીતે ચાલ્યા કરેછે. કવચિત્ કવચિત્ તેથી ઉલટો ક્રમ આપણા જોવામાં આવે છે. પણ તેથી આપણી વિવેકબુદ્ધિ છેતરાતી નથી. તે જ પ્રમાણે, શેકસપીઅર પણ કોઇપણ નાટકમાં કોઇપણ પાત્રને મુખે તેના પોતાના વિચાર કે સ્વભાવ આપણને જણાવતો નથી. સદ્ગુણની તરફેણમાં મોટાં મોટાં ભાષણો એ આપતો નથી, દુર્ગુણને કુવચનો કહી એ નિંદતો નથી, દંભને સાંખી રહેછે. છેતરપીંડીને છળવા દેછે, અને સર્વ વાતને પોતાનાં નાટકોમાં પ્રસંગ આપેછે, અને છતાં કુદરતની માફક સર્વની વચ્ચે એવું સમતોલપણું એ જાળવી રાખેછે, કે આપણાં હૃદય સદ્ગુણ તરફ એની મેળે આકર્ષાયછે, અને દુર્ગુણથી ડરતાં શીખે છે. સાચો સદ્ગુણ સલજ્જ અને સદ્ગુણી સ્ત્રીની માફક સરળ અને શરમાળ હોયછે, અને છતાં ખરે પ્રસંગે હિમ્મતવાન થવા ચૂકતો નથી, એટલું જ નહિ, પણ લોક-લાજની દરકાર ન રાખતાં, લોકની નજરમાં દુરાચરણ લાગે, એવું આચરણ કરવામાં પણ ખોટો ભય એને લાગતો નથી.

આ પ્રમાણે શેકસપીઅરનાં નાટકો નીતિમય હોવાં જોઇએ, એ આપણે જોયું; અને તેમનું બારીક અવલોકન કરવાથી જણાશે, કે તેઓ નીતિમય છે. પણ શેકસપીઅરનું નીતિનું ધોરણ શું હતું, અર્થાત્, આ નાટકનાં પાત્રોને કયા નીતિના ધોરણ ઉપર આપણે તપાસશું, તેનો વિચાર આપણે કરીએ.

પાશ્ચાત્ય નીતિવેત્તાઓ નીતિનાં બે ધોરણ માનેછે, બાહ્ય અને આંતર, એ અમે આગળ કહ્યુંછે. બાહ્યનીતિના અનુયાયીઓ

કહેછે, કે કોઇ માણસની નીતિની પરીક્ષા કરવાને તેનાં કાર્યની અસર જાણી, એટલે થયું. આંતરનીતિવાદીઓ કહેછે, કે નીતિની પરીક્ષા એટલાથી જ થતી નથી. પરંતુ જે ઇરાદાને લઈએ કાર્યો ઉદ્ભવ પામ્યાં, તે ઇરાદા પણ તપાસવા જોઇએ. બાહ્યનીતિવાદીને જો આપણે પૂછીએ, કે કયાં કાર્યો સારાં અને કયાં કાર્યો નઠારાં, તો તેઓ કહેશે, કે એ વાત તો એક નાનું સમજાણું છોકરૂં પણ કહી આપશે, કારણ કે લાંબા કાળના અનુભવે એ વાત સર્વને પ્રસિદ્ધ છે. દેશના કાયદા જુઓ, સમાજના રીતરિવાજ અને પ્રચલિત વિચારો જુઓ. તે કહે તે નીતિ. આંતરનીતિવાદીઓ કહેછે, કે એકલા અનુભવને બળે મનાતી વાત સર્વ કાળે સર્વમાન્ય હોઈ શકે નહિ. દૃષ્ટાંત તરીકે, સૂર્ય ઘણા લાંબા કાળથી ઉગેછે, માટે લાંબા કાળ પર્યંત હજી પણ ઉગ્યા કરશે, એવી આશા આપણે રાખીએ છીએ. પણ એટલા ઉપરથી હમેશાં ઉગવો જ જોઇએ, એવું આપણે શા આધારે કહી શકીએ? કાલે ન ઉગે, તો આપણી આશા નિષ્ફળ જાય એટલું જ. અર્થાત્, નીતિનો કાયદો જડના કાયદાથી જૂદો છે, અને બાહ્ય કાર્યો જડ વસ્તુને આધીન છે. નીતિના બંધારણ ઉપર રચાએલા કાયદાને આપણે સર્વમાન્ય લેખીએ છીએ, એ વાત ખરી છે, પણ તે એટલા માટે, કે તેમાં સમાએલું સત્ય સર્વમાન્ય છે. આ સત્ય બહારથી આવી કોઇ આપણને જણાવતું નથી, પણ આપણી મનોદેવતા આપણને તે તેવા રૂપે કહી આપેછે. આ મનોદેવતા ઈશ્વરપ્રેરિત હોવાથી આપણે તેને ઈશ્વરનો કાયદો માનીએ છીએ. માટે જ આંતરનીતિનું ધોરણ સાચું છે. વળી બીજી રીતે જોઇએ છીએ, તો ઉપરથી સારાં દેખાતાં કાર્યો અંદરથી મલીન હોયછે, કારણ કે ખરાબ ઇરાદાથી તે પોષિત થએલાં હોયછે. આ પ્રમાણે

દુરાચરણી સ્ત્રીપુરૂષો ઘણું કરીને ઉદાર હોયછે, અને જેને દુષ્ટ રાજનીતિ ( Black politics ) કહેછે, તે કરવાવાળા રાજદ્વારી પુરૂષોનાં આચરણ પણ મોટે ભાગે એવાં જ હોયછે. એથી ઉલટું, ઇરાદો સારો હોવા છતાં, ભૂલથી કે જાણી જોઇને પણ, કાર્ય નઠારૂં થઈ જાયછે. આનાં દૃષ્ટાંતો પણ વ્યવહારમાંથી પુષ્કળ મળી આવશે. એક જ દૃષ્ટાંત બસ છે, અને તે એ, કે પતિવૃત્તા સ્ત્રીઓ પોતાનું પાતિવ્રત્ય સાચવી રાખવા વખતે આત્મ-હત્યા પણ કરે છે. આ ઉપરથી આંતરનીતિવાદીઓ કહેછે, કે મનુષ્યના ઇરાદાને જ સારા નરસા કહી શકાય, તેમનાં કાર્યોને નહિ. પણ અહીંઆં આંતરનીતિવાદીઓને બાહ્યનીતિવાદીઓ પૂછેછે, કે મનુષ્યના ઇરાદા તમે શી રીતે જાણી શકશો ? એક માણસે કાંઇ પાપ કર્યું : હવે તેનો ઇરાદો શો હતો, તે તમે શી રીતે કહેશો ? આંતરનીતિવાદીઓ કહેછે, કે એ વાત તો સહેલી છે, અર્થાત્ , આત્મનિરીક્ષણથી તમે એ કહી શકશો. મનુષ્યનો સ્વભાવ એક જ જાતનો હોવાથી તેમાં રહેલા ઇરાદા સર્વત્ર સમજી શકાયછે. અર્થાત્, જે માણસે પાપ કર્યું, તેમાં તેનો ઇરાદો કેવો હતો, તે જાણવા માટે એવો જ ઇરાદો તમારામાં જાગૃત થવો જોઇએ, અને તેના ઉપરથી તેની નીતિનો અભિપ્રાય તમે બાંધી શકો. આનો જવાબ બાહ્યનીતિવાદીઓ આમ આપશે:— ત્યારે તો અત્યાર સુધીની તમારી મોટી મોટી વાતોમાં કેવળ પોકળતા જ છે. ત્યારે તો તમારા પોતાના ઇરાદા ઉપરથી તેના કાર્યની તુલના તમે કરોછો. એ તો તમારી તુલના થઈ, એની નહિ; અને તમારે અને અમારે બન્નેને એની તુલના કરવી છે. માટે અમે કહીએ છીએ તે સાચું છે.

એક બીજી વાત પણ અહીં વિચારવા જેવી છે. નીતિ આચરવાનું ફળ શું ? અર્થાત્, માણસો નીતિ શામાટે આચરે ?

બાહ્યનીતિવાદીઓ કહેછે, કે નીતિના આચરણનું ફળ મોજ (Pleasure) છે, અર્થાત્, મોજ મેળવવા માણસો નીતિમાન રહેછે. મને ભૂખ લાગી, અને તેની વેદના થવા લાગી. એ પ્રેરણાથી પ્રેરાઈ મને દૂધરોટલો મળ્યાં. મેં ખાધાં, અને મને માલમ પડ્યું, કે તેમાંથી મને મોજ મળી. આ વાત મારી યાદશક્તિમાં રહી, અને પછી મોજ મેળવવા દૂધરોટલો શોધી શોધીને હું ખાવા લાગ્યો. અર્થાત્, મનુષ્યની જીંદગી અસ્ફુટ ઇચ્છાઓ (Instincts)થી શરૂ થાયછે. કુદરતી પ્રેરણાના બળે આ ઇચ્છાઓને યોગ્ય ખોરાક મળે-છે, ત્યારે તે તૃપ્ત થાય છે. પ્રથમ પ્રસંગનો આવો અનુભવ સ્મૃતિમાં રહેછે, અને તેના બળે પછી મનુષ્ય એવા પ્રસંગોની શોધમાં ફરેછે. પરંતુ આ સિદ્ધાંત, વિવેકબુદ્ધિ એ નીતિનો વિચાર કરવામાં એક મુખ્ય તત્વ છે, એ વાત વિસરી જાયછે, અને વ્યવહારિક નીતિ પરત્વે લોકમતથી એ વિરૂદ્ધ જાયછે. આ ઉપરથી કેટલાક બાહ્યનીતિવાદીઓએ પોતાના મતમાં ફેરફાર કર્યો, અને પરિણામે કહ્યું, કે વ્યવહારમાં નીતિ પરત્વે મોજ મેળવવી, એ તમારા હાથમાં નથી. એ કામ જનસમાજનું છે, માટે જનસમાજને અનુકૂળ થઈ વર્તો. જે કાર્યથી ઝાઝામાં ઝાઝા સમૂહનું મોટામાં મોટું કલ્યાણ થાય, તે નીતિ, કારણ કે તેમાંથી મોટામાં મોટી મોજ મળેછે*. પરંતુ આ સિદ્ધાંત પણ કેટલીક વાતનો ખુલાસો આપી શકતો નથી. એક માણસ પોતાના કુટુંબનું પોષણ ગમે તેટલું કષ્ટ અને દુઃખ વેઠીને કરેછે, બીજું માણસ, ગમે તેટલા જોખમે અને દુઃખે પણ, એક બીજું માણસ કે જે માંદું છે તેની મુલાકાતે જઈ, તેને દિલાસો દેછે; અર્થાત્, આવા

*પ્રથમના મોજવાદને Hedonism કહેછે. ફેરફાર પામેલા મતને Utilitarianism કહેછે.

આત્મભોગનાં દૃષ્ટાંતો એ સિદ્ધાંતથી પ્રકાશિત થતાં નથી. તેથી જ આંતરનીતિવાદીઓ કહેછે, કે મોજને માટે નહિ, પણ આત્મ-સંતોષને માટે જ નીતિનું આચરણ થવું જોઇએ. મોજ એ નીતિના વિચારમાં તત્વરૂપ નથી, પણ ઉકળતા દૂધમાં ઉભરો જેમ એની મેળે આવેછે, તેમ કોઇપણ વિકાર—પછી સારા કે નરસા—ની શાંતી થાય, ત્યારે મોજ એની મેળે પ્રાપ્ત થાયછે. વિવેકબુદ્ધિના બળે કયા વિકારની તૃપ્તિ થવી જોઇએ, અને કયા વિકારની તૃપ્તિ થવી ન જોઇએ, એનું નિરાકરણ તમે જો નહિ કરો, તો નીતિ અનીતિ વચ્ચે રહેલો ભેદ તમે ભુંસી નાખશો. માટે નીતિમય કાર્યથી આત્મસંતોષ થાયછે, અને અનીતિમાન કાર્યથી આત્માને અસંતોષ થાયછે, અને મોજ તો કદાચ બન્નેમાંથી મળશે. અર્થાત્, સદ્ગુણને માટે જ સદ્ગુણ આચરવાનો છે. આ બાબતમાં આંતરનીતિવાદીઓનું કહેવું યથાર્થ છે, પણ સમાજને સુધારવાની બાબતમાં બાહ્યનીતિવાદીઓની 'બદલા'ની વાતને પણ આપણે ધ્યાનમાં લઇએ છીએ, એ વાત લક્ષમાં રાખવાની છે.

નીતિશાસ્ત્ર જે તત્ત્વજ્ઞાનના મંડાણ ઉપર બંધાએલું હોયછે, તે (Metaphysics of Ethics) માં ઉંડા ઉતરવાનું આપણે અહીં પ્રયોજન નથી. પરંતુ આ બન્ને ધોરણો ઉપર આપણે કાક-દૃષ્ટિ ફેરવી ગયા છીએ, અને તેટલું કરવું આ નાટક સમજવામાં ઉપકારક છે. એંજેલોનું આચરણ બાહ્યનીતિનું દૃષ્ટાંત છે, ઇસા-બેલાનું આચરણ આંતરનીતિનું પ્રમાણ છે. વળી, જૂલિયસ સીઝર અને ઑથેલોમાં જે વાત આપણે જૂદે જૂદે રૂપે અવ-લોકી છે, તે જ વાતને વળી અન્ય રૂપે આપણે અહીં જોઇએ છીએ, તે પણ આપણે ભૂલી જવાનું નથી. જે મનુષ્ય બાહ્યનીતિનું

જીવન જીવે, અને છતાં સમાજથી ડરે, કારણ કે સમાજ તો સાચું ધોરણ એટલે આંતરનીતિ સ્વીકારેછે, તેના આચરણમાં, સ્પષ્ટ છે કે, દંભ, ગુપ્તતા અને છેતરપીંડી આવે જ. આંતરનીતિ અંતે ખરૂં પ્રમાણ છે, એ વાત ખરી, પરંતુ બાહ્યનીતિનો આધાર સંજોગો છે. તેમની પણ મનુષ્યની નીતિની તુલના કરવામાં ગણત્રી રાખવી પડેછે, એટલો બાહ્યનીતિનો અંશ પણ સ્વીકારવો પડેછે. અર્થાત્, બન્ને ધોરણોને છૂટાં પાડીએ, તો દરેક અમુક અંશે સાચું છે, અને અમુક અંશે ખોટું છે; પણ બન્નેનું યોગ્ય મિશ્રણ કરવાથી વ્યવહારિક નીતિનું એક ધોરણ ઉભું થઈ શકેછે, એટલો ઉપદેશ શેકસપીઅરના આ નાટકનું તાત્પર્ય છે.

ત્યારે એ ધોરણ કયું, એ પ્રશ્ન થાયછે. આ નાટકના મનન ઉપરથી અમારૂં પોતાનું જે અનુમાન બંધાયછે, તે એ છે. કે આ નાટકમાંથી ઉપસ્થિત થતી શેકસપીઅરની નીતિનું ધોરણ એરિસ્ટોટલના ધોરણને અનુરૂપ છે. એરિસ્ટોટલ એક મહાન્ તત્ત્વવેત્તા અને નીતિવેત્તા થઈ ગયોછે. તર્કશાસ્ત્રનું જે ધોરણ એણે રચી આપ્યુંછે, તે આજ બે હજાર વર્ષ પછી પણ તેમને તેમ અવિકૃત રહ્યુંછે; તેમાં કાંઇપણ ઉચિત ફેરફાર થઈ શકયો નથી, બુદ્ધિમાં આવો તેજસ્વી છતાં, વ્યવહારના ઉંડા જ્ઞાનવાળો એ હતો, અને નીતિને માટે તો તેના વિચાર ઉત્તમ લાગ્યા વિના રહેતા નથી.

એરિસ્ટોટલ કહેછે, કે જન્મથી મનુષ્ય નીતિમાન પણ નથી. અને અનીતિમાન પણ નથી, પણ બન્નેને માટે યોગ્ય થવાની તેનામાં શક્તિ રહેલી છે. આ પ્રમાણે ઇચ્છાસ્વાતંત્ર્ય (Free-will) ના પ્રશ્નને એરિસ્ટોટલ પ્રથમથી જ સ્વીકારી લઈ તેને આમ

પતાવી દેછે. અર્વાચીન તત્ત્વવેત્તાઓ આ પ્રશ્ન ઉપર બહુ ઝઘડો મચાવેછે, પરંતુ ગ્રીક તત્ત્વવેત્તાઓની નજર બાહ્યસૃષ્ટિ ઉપર જ ખેંચાઈ રહી હતી, તેથી એ પ્રશ્ન હાલના સમયમાં જે રૂપે આપણે જોઇએ છીએ, તે રૂપે તેમને કદિ તેનું સ્ફુરણ થયું નહોતું. શેકસપીઅર પણ ઇચ્છાસ્વાતંત્ર્યને સ્વીકારી લેછે, અને આપણે પૂછીએ, કે આ બન્ને વિરોધી શક્તિઓ એક જ મનુષ્યમાં શી રીતે રહી શકેછે, તો એરિસ્ટોટલ અને શેકસપીઅર બન્ને કહેશે, કે મનુષ્યની ઇચ્છાશક્તિ સ્વતંત્ર છે માટે. અને વ્યવહારિક મનુષ્યો પણ તેમ જ કહેછે.

હવે, આ શક્તિ ( Potentiality of Virtue ) શાને અવલંબિત થએલી છે, એમ જો આપણે પૂછીએ. તો એરિસ્ટોટલ કહેછે, કે મનુષ્યના સ્વભાવમાં બે તત્વ રહેલાં છે, વિવેકબુદ્ધિ ( Reason ) અને વિકાર ( કામ, ક્રોધ આદિ). અને વિવેકબુદ્ધિના કબજામાં રહે, એવી રીતે વિકારને કેળવવા તે નીતિ. અને મનુષ્યજીવનનું કર્ત્તવ્ય નીતિ છે. એરિસ્ટોટલ પ્લેટોનો શિષ્ય હતો, અને પ્લેટો આ વાત સમજાવવા કલ્પનાથી ભરપૂર એક સુંદર ચિત્ર આપેછે. આ ચિત્રમાં પ્લેટો કહેછે, કે મનુષ્ય મૃત્યુ પામ્યા પછી ( મૃત્યુ એટલે દેહથી આત્માનો વિયોગ ) તેનો આત્મારથ પ્રભુના સુંદર વિચારદેવોના દર્શને યાત્રા કરવા નિકળેછે. આ રથનો રથી વિવેકબુદ્ધિ ( Reason ) છે, અને તે રથને બે ઘોડા જોડેલા હોયછે, શ્વેત અને કાળો. શ્વેત અશ્વ તે નૈત્તિક જુસ્સો (Spirited Element) છે, અને કાળો અશ્વ તે વિકાર ( કામ, ક્રોધ આદિ ) છે. હવે આ રથ જ્યારે રથી હાંકવા માંડેછે, ત્યારે કાળો ઘોડો તોફાન કરેછે, પૂંછડું અને પગ પછાડેછે, હણહણેછે, અને કઇક વિઘ્નો

નાખેછે. પણ પેલો રથી એને ચાબુક લગાવી ઘણીવાર ઢીંચણભર કરી દેછે, પગભર કરી દેછે, અને પેલા શ્વેત અશ્વની સહાયે છેવટે એને બકરીવત્ બનાવી દેછે. આમ કરતાં કરતાં પેલા સુંદર વિચાર-દેવો ( Ideas ) ની ઝાંખી થઈ ન થઈ, એટલામાં આત્મા ફરી જન્મ લેછે, અને જોએલી સુંદરતાને અનુરૂપ પોતાનું જીવન ગાળવા મથેછે, અર્થાત્, તત્ત્વવેત્તા બનવા પ્રયાસ કરેછે. સરળ અને વ્યવહારિક બુદ્ધિવાળા તત્ત્વજ્ઞાની એરિસ્ટોટલને આ વાત ન રૂચી. પરંતુ એ જ રહસ્ય એ બીજી રીતે સમજાવેછે. નીતિ એ મનુષ્યનું કર્ત્તવ્ય છે, એ વાત ખરી, પણ તે કર્ત્તવ્ય પાર કેમ પાડવું? એરિસ્ટોટલ કહેછે, કે જ્ઞાન અને મ્હાવરાથી હમેશાં સદ્ગુણી રહેવાનો પ્રયત્ન કરો, તો સદ્ગુણનું સામર્થ્ય એની મેળે ધીમે ધીમે આવતું જશે. સોક્રેટિસ કહેછે, તેમ એકલું જ્ઞાન સદ્ગુણના આચરણ માટે પૂરતું નથી, કારણ કે અંજેલોની માફક જ્ઞાનવાળા માણસો પણ અનીતિમાન હોયછે. નીતિસામર્થ્ય મ્હાવરાથી જ આવી શકેછે, અર્થાત્, મનુષ્યનું આખું જીવન કર્ત્તવ્યના પ્રયાસનો પ્રદેશ માત્ર છે. શેકસપીઅર પણ એ જ ઉપદેશ આપેછે. આપણા શાસ્ત્રમાં પણ મનુષ્યજીવનને કર્મભૂમી માનેલી છે, અને નીતિમય જીવન કર્ત્તવ્યથી જ ભરેલું હોયછે, એટલે કર્મભૂમિનો અર્થ કર્ત્તવ્યભૂમિ કરવો જોઈએ.

હવે, અમુક કાર્ય સારૂં અને અમુક કાર્ય નઠારૂં, એ આપણે શાને આધારે કહી શકીએ? એરિસ્ટોટલ કહેછે, કે એ વાત જરા મુશ્કેલ છે. મનુષ્યનો સ્વભાવ એક જ જાતનો હોવા છતાં, સંજોગોની ભિન્નતા એવી હોયછે, કે દરેક કાર્ય તેના પોતાના જ ગુણ-દોષ ઉપરથી અંકિત થવું જોઇએ. કોઇ એક જ નિયમ તમારે જોઇતો હોય, તો સોનેરી મધ્યમતા અને ઉંચી પ્રતિનું સૌંદર્ય

(Golden mean and highest excellence) એ જ હું આપી શકું છું. દરેક કાર્યમાં ઓછીએ નહિ અને અદકીએ નહિ, એટલી નીતિ જોઇએ, અને આ વાત દૃષ્ટાંતો આપી તે સમજાવેછે. શેકસપીઅર પણ એ જ ઉપદેશ આપેછે. મનુષ્યના સ્વભાવમાં તત્ત્વો તો એનાં એ જ છે, પણ તેમના ભિન્ન ભિન્ન પ્રમાણને લીધે, અને ભિન્ન ભિન્ન સંજોગોને લીધે, સંસારમાં અનંત વ્યક્તિઓ ઉભી થાયછે, અને દરેકનો ન્યાય કરવામાં આ બધું લક્ષમાં લેવાનું છે. આ નાટક આવી નીતિનું દૃષ્ટાંત છે, તે આપણે હવે જોઇએ.

આ નાટકમાં ડયુક (રાજા), એંજેલો અને ઇસાબેલા એ ત્રણ પાત્રો મુખ્ય છે; બાકીનાં પાત્રો નાનાં છે, અને મુખ્ય પાત્રોને ઉપકારક છે. વિયેના શેહેરવાસીઓનું નીતિવર્તન અધમ થઈ ગયું હતું, અને તેથી, તે સુધારવા માટે એંજેલોને રાજસત્તા આપી, રાજા ત્યાંથી નિકળી જાયછે, છતાં વિયેનામાં જ રહી બધાનું બારીકીથી એ ધ્યાન રાખેછે, તે વાત આપણે અગાઉ કહીછે. પણ રાજા જેવી પ્રકૃતિનો છે, તેથી બીજી પ્રકૃતિનો હોત, તો તે આમ ન કરત, અર્થાત્, सदृशं चेष्टते स्वस्याः प्रकृते र्ज्ञानवानपि. જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિને સદૃશ આચરણ કરેછે, માટે રાજાની પાત્રતા કેવી હતી, તે આપણે જોઇએ.

ઇસાબેલા અને રાજા—એ બન્નેનાં પાત્રો એંજેલોના પાત્રને વિરોધી છે. પણ ઇસાબેલામાં રહેલો પાત્ર-વિરોધ સ્પષ્ટ અને ખુલ્લો છે; રાજામાં રહેલો વિરોધ ગુપ્ત અને નિષેધક છે, અર્થાત્, એંજેલોના જેવી દુષ્ટતા એનામાં નથી, તો બીજી તરફથી બહાર પડીને દૃઢતાથી સદ્ગુણનું કાર્ય કરવાની તેનામાં હિમ્મત પણ નથી. સમજેછે બધું, અને એ પોતે જ કહેછે, કે સાચો સદ્ગુણ હિમ્મત-

વાન હોયછે, અને અનાચાર સિવાય બીજા કશાની ધાસ્તી એવા સદ્ગુણને હોતી નથી. પણ એનામાં એવી હિમ્મત નથી, અર્થાત્, કાંઇક શરમાળ પ્રકૃતિ એની છે, તેથી સદ્ગુણનું આચરણ વખતે દંભ અને ડોળમાં ખપી જાય, તેની એને બ્હીક છે, અને દંભ અને ડોળને એ તિરસ્કારેછે. તેથી જ રાજા તરીકે બહાર નાટકીય દેખાવ કરવાનું એને પસંદ નથી. છતાં નીતિને સમજનારો માણસ નીતિનું આચરણ કરે નહિ. તો તેવો માણસ નિષ્પાપી હોવા છતાં દુનિયાને નકામો છે. "દીવાનો પ્રકાશ દીવાને માટે નથી; તેમ આપણી શક્તિઓનો ઉપયોગ બીજાના લાભને માટે કરવાનો છે." એરિસ્ટોટલનું કહેવું પણ એમ જ છે. કેવળ મનની વિશુદ્ધિ દુનિયાને કામમાં આવતી નથી, પણ વિશુદ્ધ કાર્યોથી જ જનસમાજને લાભ થાયછે. એક માણસને બીજા માણસ માટે સારા વિચાર હોયછે, પણ તે મનમાં જ રાખીને બેસી રહેવાથી બેમાંથી એકેને લાભ થતો નથી. ઉલટું, 'દેખે એવું દાખે' એવી જડ દૃષ્ટિવાળી દુનિયા તો સારા વિચાર ઉપર આક્ષેપ મૂકેછે, અને એ ન્યાયે લ્યુસિયો પણ રાજા ઉપર આક્ષેપ મૂકેછે. રાજા બિચારો કહેછે, કે ગમે તેવો સારો માણસ હોય, પણ તે ચાડીઆની ઝેરી જીભમાંથી મુકત રહી શકતો નથી. પરંતુ આપણે કહેશું, કે રાજા હજી નીતિનો પાઠ બરાબર શીખ્યો નથી. બેકન કહેછે, તે પ્રમાણે આપણા જેવા વિચાર હોય, તેને તેવા જ જનસમૂહ સમજે, એવું આચરણ રાખવાની પણ સંસારમાં જરૂર છે. એક ન્યાયાધીશ લાંચ લેતો ન હોય તે ભલે; પણ બીજા લોકો એને લાંચ આપવાની હિમ્મત પણ ન કરે, આવું પણ આચરણ એણે રાખવાની આવશ્યક્તા છે, નહિતો એના સદ્ગુણનો કોઇક દિવસ વિપરીત અર્થ લેવાશે. તેમાં પણ **राजा कालस्य कारणं** એ ન્યાયે, ઘણા-

ખરા બાહ્ય સંજોગોને રાજા વશ કરી શકેછે, છતાં જ્યારે રાજાને ધાસ્તી રહેછે, ત્યારે લોકો એવા રાજાને સમજી ન શકે, તો તેમાં નવાઈ નથી. મઠમાં જ્યારે રાજા જાયછે, ત્યારે ટૉમસ નામનો પાદરી રાજા પ્રત્યે આવો જ ઇસારો કરેછે. શેકસપીઅરનું તાત્પર્ય એ છે, કે આટલું છતાં પણ પ્રકૃતિનું માહાત્મ્ય કાંઇક જૂદું છે; અને રાજા સારો છે, છતાં એવું આચરણ ન રાખી શકે, અને તેથી કેટલાક લોકો એના વિષે ઉંધો મત બાંધવાની તસ્દી લે, એ પણ એની પોતાની જ પ્રકૃતિનું પરિણામ છે.

આટલે દરજ્જે રાજાની પાત્રતા સમજ્યા પછી તેમાં દયાનું તત્ત્વ શી રીતે દાખલ થાયછે, તે સમજવું સહેલું છે. આવા સદ્-ગુણી રાજામાં સદ્‌ગુણનું સામર્થ્ય ન હોય, એ પણ એક નિર્બળતા. આવી નિર્બળતા બીજાં માણસોનાં આચરણમાં દેખાય,—પછી વધતી કે ઓછી—તો સમચિત્તતાની ખાતર તેના પ્રત્યે દયા જ દેખાડવી જોઇએ. છતાં એ દોષ છે, એ વાત પણ ખરી. તેથી જ ઇસાબેલા કહેછે, તે પ્રમાણે "દોષને દંડ દેવો, પણ તેના આચરનારને નહિ." અર્થાત્, ગુન્હેગાર ઉપર દયાની નજરથી જોવું, તેને તિરસ્કારવો નહિ, કારણ કે જે દયા ન રાખે, તેને દયા માગવાનો પણ હક નથી, અને આ નાટકના નામમાં પણ એ જ રહસ્ય છે. જે માપથી તમે મપાવાની ઇચ્છા રાખતા હો, તે જ માપથી તમે પણ બીજાને માપજો, અર્થાત્, તમે જે ધોરણ ઉપર બીજાનું તોલન કરશો, તે જ ધોરણથી તમારૂં પોતાનું પણ તોલન થશે. રાજા પોતાની નિર્બળતા જાણતો હતો, તેથી બીજા પ્રત્યે તે દયા રાખતો હતો. તેથી રાજ્યના કાયદા એના અમલમાં સૂઈ રહ્યા હતા, અને ધીમે ધીમે અનાચાર વધી પડયો હતો. હવે જે કાયદા પોતે જ બાંધ્યા હતા, છતાં જે પોતાના જ અમલમાં સૂઈ રહ્યા હતા, તેને જો પોતે જ પાંછા જાગૃત

કરે, તો લોકોને અનીતિ આદરવાનું કહી, તે થયા પછી, તેને જ માટે તેમને શિક્ષા કર્યા જેવું થાય. આ તો અન્યાય કહેવાય, અને તેમાં ક્રૂરતા છે, માટે પોતે ત્યાંથી ખસી જવાનો વિચાર કરી રાજા અદૃશ્ય રહેછે. એ અદૃશ્ય રહેવામાં રાજાની મતલબ એંજેલોને નાણી જોવાની, વિયેનામાં દુરાચાર કેટલો વધી પડયોછે તે જોવાની, અને સમાજસુધારણાના ઉપાયમાં સહાય કરવાની, હતી. દયાની બાબતમાં પણ રાજાના વિચાર પાકા નથી, એ પણ સ્પષ્ટ છે. દયા પણ વાજબી રીતે બતાવવાની છે. ઇસ્કેલસ કહેછે, તે પ્રમાણે તેને પણ હદ છે, અર્થાત્, ગેરવાજબીરીતે દયા બતાવવી તેમાં પણ એક જાતની અનીતિ છે. એરિસ્ટોટલની ભાષામાં બોલીએ, તો દરેક બાબતમાં મધ્યમતા જ શોભેછે. યોગ્ય સ્થળે યોગ્ય દાન અપાય, તો તેમાં ઉદારતા છે, અને તે સદ્ગુણ છે, પણ પાત્ર કે રકમ અયોગ્ય હોય તો તે ઉડાઉપણું છે, અને તે દુર્ગુણ છે.

આવી જાતનો રાજા એંજેલોને રાજસત્તા સોંપેછે. એંજેલો બાહ્યનીતિનો અનુયાયી છે; અર્થાત્, સદ્ગુણના દેખાવને સદ્ગુણ સમજેછે. જ્યારે રાજા એને કુલ સત્તા સોંપેછે, ત્યારે એ કહેછે: મહારાજ, આવી ઉંચી અને માનવંતી પદવી મને સોંપ્યા પહેલાં, મારામાં જે જવાહેર છે, તેની વધારે પરીક્ષા કરો તો ઠીક, પરંતુ રાજા એના બાહ્યજીવન જેવું જ એનું આંતરજીવન માનેછે. આંતરનીતિનું બાહ્ય રૂપ કાયદો છે, તેને જ એંજેલો માનનારો છે. પણ તેની પછવાડે રહેલી આંતરનીતિને એ સ્વીકારતો નથી; તેથી જ એ કહેછે, કે માનસિક મોહ અને પાપ એ બે જૂદી જૂદી વસ્તુઓ છે. કાયદો તો પોતાની સન્મુખ જે આવેછે તેનો જ ન્યાય કરેછે; જે વાત ગુપ્ત રહી શકેછે, તેની સાથે કાયદાને લેવા દેવા નથી. આવી રીતે એંજેલો બાહ્યનીતિના એક દૃઢ અનુયાયી તરીકે પોતાને જાહેર કરેછે.

હવે બાહ્યનીતિના અનુયાયી હમેશાં દુરાચારી જ હોયછે, એવું નથી. સદાચારની સીધી લીટીમાં અમુક બિંદુ પર્યંત આંતરનીતિ અને બાહ્યનીતિ સાથે રહી શકેછે, અર્થાત્, તે હદ સુધીમાં થએલાં કોઇપણ કાર્યને ગમે તે ધોરણથી સમજતાં મુશ્કેલી આવતી નથી. આ બન્ને ધોરણો કંઇક અંશે સાચાં છે, અને કંઇક અંશે ખોટાં છે, એ આપણે આગળ જોયુંછે. પણ એ હદથી આગળ જઇએ, તો ઇરાદાના બારીક નિરીક્ષણ વિના એકલું બાહ્ય કાર્ય કવચિત્ આપણને મોટો ભુલાવો પણ ખવરાવેછે, અર્થાત્, જ્યાંસુધી હૃદય શુદ્ધ હોયછે, ત્યાંસુધી બાહ્યનીતિનું ધોરણ જોખમકારક નથી, અને મનુષ્યનો મોટો ભાગ વ્યવહારમાં એ નીતિને જ અવલંબીને જીવન ગાળેછે. રાજા કહેછે, તે પ્રમાણે જ અંજેલોનું પોતાનું આચરણ હોય, તો તેને આપણે સખત છતાં ન્યાયી જ કહેવો પડે. પણ જો તેમ ન હોય, તો તે મોટામાં મોટો પાપી છે. અર્થાત્, હૃદયની વિશુદ્ધિ જ્યારે જતી રહેછે, ત્યારે એવા માણસના હાથમાં બાહ્યનીતિનું શસ્ત્ર સમાજને અતિ જોખમકારક થઈ પડેછે. અને આવી જ રીતે અંજેલોના હાથમાં કાયદો પણ એક ભયંકર હથિયાર થઈ પડેછે. જ્યાંસુધી પ્રસંગની વિશેષતા એવા માણસને પ્રાપ્ત નથી થતી, એટલે કોઈપણ લાલચના મોહમાં જ્યાંસુધી તેઓ પડતાં નથી, ત્યાંસુધી બાહ્ય દેખાવ સાચવી રાખવામાં કાંઇ પણ અડચણ એમને આવતી નથી. પણ જ્યારે કોઇપણ વિકારથી તેમની મનોવૃત્તિઓ જાગૃત થાયછે, અને લાલચનો કોઇ અવનવો પ્રસંગ તેમની સન્મુખ આવી ઉભો રહેછે, ત્યારે તેમની નીતિનું પતન થાયછે, અને આંતરનીતિને કદિ સ્વીકારેલી નહિ હોવાથી, તેથી હૃદયની વિશુદ્ધિનો ભંગ થાયછે, એવો ડર તેમને રહેતો નથી; અને લોકની સમક્ષ સત્તાના બળે બાહ્ય દેખાવ તેઓ સાચવી શકેછે.

જ્યારથી આવું પતન થવા માંડેછે, ત્યારથી એવો માણસ મોટામાં મોટો પિશાચ બનવા માંડેછે. એંજેલોની એ સ્થિતિ પ્રત્યક્ષ છે. પ્રથમ, પોતાના સદ્‌ગુણનો ગર્વ એને એટલો બધો છે, કે તેમાં પોતાને એ અડગ માનેછે. તેથી જ એ કહેછે, કે એવો "ગુન્હો જો મારા ઉપર સાબિત થાય, તો હું પણ એ જ સજાને પાત્ર ઠરૂં, એ નિર્વિવાદ." આવા ગર્વને હેઠો બેસાડવો જોઇએ, કારણ કે લોકો તેથી છેતરાઈ જાયછે. એંજેલોનું નીતિ-પતન જ્યારે થવા માંડેછે, ત્યારે એ પોતે પણ આ વાત સ્વીકારેછે લ્યુસિયો કહેછે: "લોકો કહેછે, કે આ એંજેલો મનુષ્યને પેટે જન્મ્યો નથી; સૃષ્ટિનો સામાન્ય ઉત્પત્તિક્રમ એનો નથી. વાત સાચી હશે, મહારાજ!" પરંતુ કુશળ અને સત્યવાદી રાજાને એના સ્વભાવની કંઇક માહીતિ હોય એમ જણાયછે, જેથી એને નાણી જોવાનો પ્રસંગ તે આપેછે, એ પરીક્ષામાં એંજેલો નિષ્ફળ થાયછે, એના ગર્વનું પતન થાયછે, અને નીતિનું સાચું સ્વરૂપ શું છે, તે એને સ્ફૂરી આવેછે, અને સુધરેછે.

નાટકના મનન ઉપરથી એંજેલોનું પાત્ર અમને આવી રીતે સમજાયછે. પણ કેટલાક વિવેચકો, અને વિશેષે કરીને કોલરિજ કહેછે, કે એંજેલો માફી કરવા યોગ્ય નથી, કારણ કે એવી પાત્રતામાં પશ્ચાત્તાપ સંભવતો જ નથી. હવે એંજેલો હરામખોર છે એ વાત ખરી, પણ તેમાં અને ઇયાગોમાં મોટો ભેદ છે, એ શેકસપીઅરનો ઉદ્દેશ નાટક ઉપરથી તો સ્પષ્ટ જણાઈ આવેછે. ઇયાગો કેવળ હરામખોર છે, અને એની હરામખોરીને માટે કોઇપણ રીતે આપણને દયા ઉપજે, એવું એના આચરણમાં કશું નથી. એનામાં બુદ્ધિનો ગર્વ છે, એંજેલોમાં નીતિનો ગર્વ છે, અને એનું કારણ કંઇક અંશે અનુભવની ખામી છે. ઇયાગોને પદવીલોભ હતો, એંજેલોને સદ્‌ગુણના દેખાવના બળે ઉચ્ચ પદવી પ્રથમથી જ પ્રાપ્ત થઇ

હતી, તેથી, જેના બળે એ પદવી પ્રાપ્ત થઈ હતી, તે સાચવી રાખવાનો લોભ એનામાં હતો. પણ માત્ર દેખાવથી અંતે દંભ અને હરામખોરીના માર્ગે દોરવાઈ જવાયછે, અને ત્યારે દેખાવને ગર્વ માત્ર કૃત્રિમતા અને લોકોને પીડાનું રૂપ થઈ પડેછે. આ ગર્વની ધૂનમાં ને ધૂનમાં જ્ઞાનની શક્તિ નષ્ટ થવા માંડેછે, તેથી જ નીતિ પરત્વે મનુષ્યસ્વભાવમાં રહેલા અધમ તત્ત્વની એ અવગણના કરેછે, તેને એ સ્વીકારતો નથી. આ ગર્વ જો તૂટે નહિ, તો તેમાં તેને પોતાને અને જનસમાજને મોટું જોખમ સમાએલું છે, પણ જો તે તૂટે, તો એવા માણસને સુધરવાનો અવકાશ છે. આ વાત નાટકમાં સ્થળે સ્થળે કવિ દર્શાવેછે. રાજાને એંજેલો વિષે સંદેહ છે, એટલે એંજેલોનું હૃદય પાપી જ છે, એવી ચોક્કસ ખાત્રી એને નથી. રાજાને એને દેહાંતદંડ આપવાની ખરેખરી ઇચ્છા નહોતી, કારણ કે એના ન્યાયે તો "ક્લૉડિયોને બદલે એંજેલો; જેટલી એમાં ઉતાવળ, તેટલી આમાં ઉતાવળ; કરીએ તેવું પામીએ, અને ભરીએ તેવું ભોગવીએ; થાય એવા થઇએ, તો ગામ વચ્ચે રહીએ": અને છતાં ક્લૉડિયો જીવતો છે, એમ રાજા પોતે જાણેછે. માણસનો ખોટો ગર્વ કલ્પનાજનિત હોયછે, માટે જ સજાનો આગ્રહ કરી, એંજેલોની કલ્પનાશક્તિ ઉપર નીતિના ખરા સિદ્ધાંતની છાપ બેસાડવાનો રાજાનો પ્રયાસ છે. મેરિયાના એંજેલોને મૃત્યુમાંથી બચાવવાની માગણી કરતાં કરતાં કહેછે: લોકો કહેછે, કે ભૂલચૂકમાંથી જ સર્વોત્તમ માણસો ઘડાઈ આવેછે, અને જરીક ખરાબ થઇને માણસો અંતે સારા નીવડેછે. ઇસાબેલા કહેછે: કાંઇક અંશે મને એમ સમજાયછે, કે જ્યાંસુધી એની નજર મારા ઉપર ન્હોતી પડી, ત્યાંસુધી એનો ઇરાદો શુદ્ધ હતો: આમ હોય તો એને મારવો લાજમ નથી. બાહ્યનીતિના

ન્યાયે તો એને સજા ન થઈ શકે, કારણ કે 'એના ખરાબ ઇરાદાને અનુસાર એણે ખરાબ કાર્ય કર્યું નથી; અને માત્ર વિચારને માટે કોઇને દંડ થઇ શકે નહિ'. અર્થાત્, એ સુધરે કે ન સુધરે, પણ સુધરવાનો અવકાશ તો એને આપવો જોઇએ. વળી એંજેલોનો પશ્ચાત્તાપ કૃત્રિમ છે, એવું પણ માનવાનું કાંઇ કારણ નથી, કારણ કે મૃત્યુની પણ સજા ખમવાને એ તૈયાર છે. ઇયાગો કદિ પણ આમ તૈયાર થાય નહિ. સત્ય વાતનો કાંઇક પ્રકાશ એંજેલોમાં થયો હોય, એમ જણાયછે, કારણ કે એ કહેછે: અરે! શક્તિમાન ગરીબપરવર! જ્યારે દેવની માફક દિવ્ય કળાથી અમને બધાને આપ નિહાળતા હતા, અને મારાં કરતુકોને તો ખાસ અવલોકતા હતા, તેનાથી મારૂં કામ અજાણ્યું રહ્યુંછે, એમ જો હું ધારૂં, તો પાપ કરતાં પણ વધારે પાપી હું થાઉં; અર્થાત્, મારાં સર્વ કાર્યો હવેથી દેવની સમક્ષ હું કરૂંછું એમ સમજીશ. કોઇપણ માણસના હૃદયમાં કોઈ હાથ ઘાલી જોઈ શકતું નથી, પણ એટલા માટે એના કહેવા ઉપર વિશ્વાસ ન રાખવો, એ પણ ખરી નીતિનું રહસ્ય નથી. દાંભિકતા જેના જીવનમાં એક ખાસ ટેવ જ થઈ પડી હોય. તેને આ વાત બેશક લાગુ પડતી નથી, અને એ વાત પણ ઇસાબેલા ક્લૉડિયોના સંબંધમાં કહી આપેછે, પણ કવિએ એંજેલોને એવો બતાવ્યો નથી, એ વાત સ્પષ્ટ છે. એંજેલોને અત્યંત મોટો હરામખોર ધારવામાં આવેછે, તેનું એક કારણ એ છે, કે તેનું પાપ અત્યંત મોટું છે; પણ તેમાં તો માત્ર શેકસપીઅરની ઉંડી નાટયકળા સમાએલી છે, એ પણ લક્ષમાં રાખવાનું છે.

આવા પાત્રની જોડાજોડ સદ્ગુણનું એક રમ્ય અને બોધક ચિત્ર મૂકી નાટકમાં કવિ રસ જમાવેછે, અને આ પાત્ર ઇસાબેલાનું છે. કેટલાંક વિવેચકોને ઇસાબેલાના આચરણમાં ક્રૂર કઠોરતા લાગેછે

હેઝલિટ કહેછે, કે ઇસાબેલાનું આચરણ, જે સંજોગોમાં એ મુકાઈ-છે, તેને યોગ્ય જ છે, અર્થાત્, એવા સંજોગોમાં ઇસાબેલાનું આચરણ બીજું હોઇ શકે નહિ, તોપણ એની કર્કશ પવિત્રતા આપણને બહુ મોહક થતી નથી, અને જે સદ્વર્ત્તન આથી ઉતરતી પંક્તિની અજમાએશમાંથી પાર જાય, તેના ઉપર આપણને જેટલી શ્રદ્ધા રહે, તેટલો વિશ્વાસ, ઇસાબેલાનો સદાચાર કે જે બીજા માણસના ભોગે આમ ભવ્યરીતે નિઃસ્વાર્થી લાગેછે, તેના ઉપર રહેતો નથી. હેઝ-લિટના પોતાના નીતિવિચાર પોતાને સ્પષ્ટ નથી, એમ આ ઉપરથી જણાયછે. ગમે તેમ હોય, પણ સત્ય નીતિમાં આનંદ માનતા આર્યોનાં મનને તો ઇસાબેલા આનંદ જ આપશે. મિસિસ જેઇ-મ્સન કહેછે, કે ઉચ્ચ રસિકતા ઉલટાવી નાખતા હેઝલિટના આ વિચાર રસજ્ઞતાની ખામીવાળા છે.

હવે, એંજેલોનું જીવન પ્રથમ બાહ્યનીતિને અનુરૂપ છે, તો ઇસાબેલા પ્રથમથી જ આંતરનીતિનું જીવન ગાળવા ઇચ્છેછે. એંજેલો કહેછે, કે જેવા હોય તેવા પણ કાયદાને જ માન આપી ચાલવાનું છે; ઇસાબેલા સમજેછે, કે કાયદાનું બંધારણ નીતિના ઉંડા ન્યાય ઉપર જ બંધાએલું હોયછે, તેથી વિવેકબુદ્ધિ જ મનુ-ષ્યને ખરે રસ્તે દોરનારી છે; માટે તે પ્રમાણે ચાલવું. આ પ્રમાણે ઇસાબેલાનું પાત્ર બુદ્ધિપ્રધાન બની રહેછે. જેને પોતાના સિદ્ધાંતમાં નિશ્ચળ વિશ્વાસ હોયછે, એવાં બુદ્ધિમાન માણસો બીજાને દાખલા દલીલથી સમજાવવામાં પણ કુશળ હોયછે; ઇસા-બેલા પણ એવી હતી, અને તે એનો ભાઇ કલૉડિયો જાણેછે. “એની યુવાનીમાં એવી કાંઇક મર્માળી અને અબોલ ભાષા રહેલી છે, કે જેથી માણસનાં મન પીગળી જાય; વિશેષમાં વળી, દાખલા દલીલ અને તર્કના ધોરણ ઉપર એ જયારે વાત કરેછે, ત્યારે એની

વાણીમાં એટલી સફળતા આવેછે, કે માણસનાં મન તેથી એના તરફ વળી જાયછે".

બન્નેના સ્વભાવમાં આટલી ભિન્નતા છે, અને સંજોગોની પણ ભિન્નતા છે. બન્ને યુવાન છે, પણ એંજેલો હાકેમ છે, ઇસાબેલા નિર્ધન છે. અને નિર્ધનને હાકેમ પાસે દાદ માગવા જવાનો વખત આવેછે. આવી રીતે સામસામી આ પ્રકૃતિઓના વિરોધમાં કવિ રસ જમાવેછે.

કવિનો ઉપદેશ એ છે, કે આ બન્ને નીતિનાં ધોરણોને જૂદાં પાડી વ્યવહારમાં વર્ત્તવા માંડો, તો બન્નેમાં જોખમ સમાએલાં છે. બાહ્યનીતિ કેવી રીતે જોખમકારક થઈ પડેછે, તે આપણે જોયું છે. આંતરનીતિ પણ જોખમકારક થઈ પડેછે. વિવેકબુદ્ધિનો જ આશ્રય લઇને ચાલનારૂં માણસ બીજાના સહેજ દોષને પણ સહન કરી શકતું નથી. પરિણામ એ આવેછે, કે એનામાં સહૃદયતા અંતે રહેતી નથી, અને સહૃદયતા એ દયાનું જ બીજું નામ છે. છેવટે સમાજ ઉપર ધિક્કારની નજરે જોવાની સ્થિતિએ પણ તે આવી પહોંચેછે, અને સંસારનો ત્યાગ કરવાનું તેને મન થાયછે. ઇસાબેલા પણ આટલે દરજ્જે આવી પહોંચી છે, અને મઠમાં જઈ સાધ્વીવ્રત પાળવાની તેની ઇચ્છા છે, એટલું જ નહિ, પણ ત્યાંએ તેને નીતિમાં કાંઇક નિરંકુશતાને લીધે ઓછપ રહેતી લાગેછે. અને હજી વધારે અંકુશ જોઇએ, એમ એ કહેછે; કારણ કે "આપણે સંત કલેરના ઉપાસકો છીએ". આવી રીતે સંસારનો ત્યાગ થવાથી દુનિયાને બીજું નુકસાન થાયછે. સમાજમાં નીતિનાં ભાષણોથી કોઇ સુધરતું નથી, પણ ઉચ્ચ આચરણનાં દૃષ્ટાંતની અસર પ્રબળ થાયછે. એથી કરીને આવું મનુષ્ય સંસારનો જો

ત્યાગ કરે, તો તે લાભ દુનિયાને મળતો અટકી જાયછે. ઇસાબેલાના સંબંધમાં ક્લૉડિયોના પ્રસંગથી એના સંસારત્યાગની વાત અટકી પડેછે; કારણ કે એ પ્રસંગમાંથી ઇસાબેલા સહૃદયતાનો પાઠ શીખેછે. અર્થાત્, વ્યવહારમાં નીતિનું ખરૂં ધોરણ તો બન્ને ધોરણોનું યોગ્ય સંમીલન કરી ચાલવામાં છે, અથવા એરિસ્ટોટલની ભાષામાં એ જ વાત કહીએ, તો દરેક વાતમાં વાજબી મધ્યમતા જ ઉત્તમ છે.

આ પ્રમાણે કેવળ વિવેકબુદ્ધિને અનુસાર જીવન જીવવામાં શો ભય સમાએલો છે, તે આપણે જોયું. ઇસાબેલાને એમાંથી કવિએ મુક્ત રાખીછે, તે પણ આપણે જોયું. પરંતુ આટલા માટે કયું તત્ત્વ એના સ્વભાવમાં કવિએ ઉમેર્યુંછે, તેનો હવે વિચાર કરીએ. આ તત્ત્વ પ્લેટો જેને નૈત્તિક જુસ્સો (Spirited Element) કહેછે, તે છે. નૈત્તિક જુસ્સામાંથી નીતિનો પાયો ખેંચી લેવામાં આવે. તો બાકી રહેલો કેવળ જુસ્સો કલ્પનાજનક બની જાયછે, અને મોહ અને ક્રોધનું રૂપ ધારણ કરેછે. અર્થાત્ વિવેકબુદ્ધિના કબજામાં રહે, તો એ જુસ્સો નૈત્તિક જુસ્સો છે; એના કબજામાંથી નિકળી ગએલો જુસ્સો કલ્પનાને આધીન બની વિકારનાં આચરણ આચરેછે. ખુદ પ્લેટોના લેખમાં પણ આ ભેદ જોવામાં આવેછે. પ્રથમ પોતાના શરૂઆતના લેખોમાં આ તત્ત્વને એ ક્રોધ રૂપે વર્ણવેછે. પણ અનુભવના બળે જેમ જેમ એને સત્ય સમજાતું ગયું, તેમ તેમ નીતિના સહાયભૂત તત્ત્વ તરીકે એને એ વર્ણવતો ગયો. ઇસાબેલામાં આ તત્ત્વ નૈત્તિક જુસ્સાનું રૂપ ધારણ કરેછે, અને તેથી એનો આત્મા સુંદર બની રહેછે. તેથી રાજા કહેછે, કે "તારો આત્મા રમણીય હોવાથી જે શરીરમાં એ આત્મા રહેછે, તે શરીર પણ કાયમ રમણીય રહેશે". એંજેલોમાં, અને

બરૂં કહીએ, તો એરિસ્ટોટલ કહેછે તેમ સર્વ માણસોમાં, આ અંશ બીજ રૂપે રહેલો હતો, પણ સિદ્ધાંતની ખામીને લીધે એ નિરંકુશ કલ્પનાને માર્ગે દોરવાઈ જાયછે. તેથી જ કરીને ઇસાબેલાના આત્માની રમણીયતાથી એ આકર્ષાયછે, અને કલ્પના સતેજ બનતાં અન્યાય આચરવા મથેછે. શબ અને પુષ્પ એ બન્ને ઉપર સૂર્યનો પ્રકાશ તો સરખો જ પડેછે, પણ પુષ્પ ખીલેછે. અને શબ કોહી જાયછે. ઇસાબેલાના શરીર અને આત્માની આવી અનુપમ રમણીયતાથી પોતાની નિરંકુશ કલ્પનાના બળે અંજેલોને એવો મોહ થાયછે, કે "પડતર જમીન પુષ્કળ હોવા છતાં, દેવમંદિર પાડી તે સ્થળે જાજરૂ ઉભાં કરાવવાની" તેને બુદ્ધિ થાયછે. પોતે સઘળું સમજેછે, છતાં એમ કરવા તે તત્પર થાયછે, એ કલ્પનાનું માહાત્મ્ય છે. પરંતુ ઈસાબેલાના સ્વભાવમાં આ તત્ત્વ પ્રવેશ પામવાથી એનું જીવન જ હવે ફરી જાયછે. નીતિનું બાળક નીતિના જ જીવનમાં જ આનંદ માનેછે, અને છેવટ પર્યંત નીતિનું જ જીવન એ જીવેછે, પણ હવેથી સહૃદયતાથી આગ્રહપૂર્વક, ઉત્સાહપૂર્વક.

કવિએ પણ બહુ અચ્છી રીતે પ્રસંગ અને સંજોગ આણ્યાછે. આંતરનીતિને આવી સરસ રીતે ઓળખી ચાલનારૂં જીવન પોતાની આખી જીંદગી મઠમાં ગુજારે, એ વાત પણ આદરણીય નથી. આવી સ્ત્રી તો રાજાની રાણી થવી જોઇએ, કે જેથી બહોળા સંજોગોમાં લોકોનું બહોળું કલ્યાણ એ કરી શકે. તેથી જ, જે વખતે એ મઠને બારણે દીક્ષા લેવા તત્પર થઈ ઉભીછે, તે વખતે જ દીક્ષા લેવા કરતાં પણ વધારે કિમ્મતી કર્ત્તવ્યની માગણી તેના ઉપર થાયછે, અને જે જીવન નકામા થવાની અણી ઉપર આવીને ઉભુંછે, તેનો આમ ઉદ્ધાર થવાની તેને તક મળેછે. હવે, આ મૂર્ત્તિ અંજેલોને પણ ખરી નીતિ એ શું ચીજ છે, તે શીખવેછે. તેમના

પ્રથમ મેળાપના પ્રસંગે જે વાતચીત થાયછે, તેમાંથી ખરી નીતિનો સિદ્ધાંત શો છે, તે વાંચનારે હાથ કરવાનો છે. અને અમે જે અત્યાર સુધીમાં કહ્યુંછે, તેની સહાયે એ સિદ્ધાંત શોધી લેવો સહેલો છે. દરેક પાત્રના અક્ષરે અક્ષરમાં ઉતરી, તેની પાત્રતા તપાસવાનો અમને અવકાશ નથી. હવેથી ફસાએલાનું જીવન ખરી નીતિનું જીવન બની રહેછે, અને રાણી થવાને યોગ્ય સૃજાએલી અંતે રાજાની રાણી થાયછે. અમને ખાત્રી છે, કે આવી રીતે સમજ્યા પછી નાટક વાંચવામાં અનુપમ સૌંદર્ય લાગ્યા વિના રહેશે નહિ.

આ પ્રમાણે મુખ્ય પાત્રો અને તેમનો પરસ્પર સંબંધ આપણે જોયાં. બીજાં પાત્રો ગૌણ છે, એટલે આ મુખ્ય પાત્રોને માત્ર ઉપકારક છે. મનુષ્યના સ્વભાવમાં બે તત્ત્વો રહેલાં છે, એ વાત ખરી, પણ શેકસપીઅરનો ઉપદેશ એ છે, કે વિકારને વિવેકબુદ્ધિના કબજામાં રાખી ધીમે ધીમે ઉચ્ચતર પદ પ્રાપ્ત કરતા જવું, એ મનુષ્યનું કર્ત્તવ્ય છે. પરંતુ આ વાત કેવળ સામાન્ય માણસોને બરાબર સમજાએલી હોતી નથી. તેનું દૃષ્ટાંત કલૉડિયો છે. કલૉડિયો પોતાના કાર્યને પ્રકૃતિનું કાર્ય માનેછે, છતાં કાયદો એવાં કાર્ય તરફ નાખુશીની નજરથી જુએછે, તો તે પણ કલૉડિયો સ્વીકારી લેછે. પ્રચલિત અભિપ્રાયની આજુબાજુ કે પછવાડે જોવાની જરૂર એને જણાતી નથી. મનુષ્યના સ્વભાવમાં વિકારનું તત્ત્વ રહેલું છે, એ વાત નાટકનું દરેક પાત્ર કબૂલ કરતું જણાયછે, છતાં દરેક એ વાતને જૂદે જૂદે રૂપે સમજી તેનો જૂદો જૂદો ઉપયોગ કરેછે, એ પણ લક્ષમાં લેવા જેવું છે. કલૉડિયોનું પાત્ર અને સંજોગ બન્ને વિચાર કરી જવા જેવાં છે, પણ તે સમજાય એટલું પૂરતું અમે કહ્યુંછે. શેકસપીઅર સૂચવેછે કે, સમાજના કે

શિષ્ટ મનુષ્યના અભિપ્રાયને વળગી રહેવાની વાત પણ આદરણીય નથી, કારણ કે તેમાં પણ જોખમ સમાએલું છે. એંજેલોની અધમ માગણીની વાત જ્યારે ફસાએલા ક્લૉડિયોને કરેછે, ત્યારે પામર બનેલો ક્લૉડિયો મૃત્યુના ભયથી દીન બની કહેછે: "ત્યારે એમાં કાં તો પાપ નથી, અને છે તો સાતમાં નાનાનો નાનો એ દોષ;" કારણ કે, "એ પાપ જો નરકને પાત્ર હોત, તો ક્ષણિક સુખને માટે નિરંતર નરકવાસી થવા આમ પ્રયત્ન એ શા માટે કરત?" બર્ક કહેછે, તે પ્રમાણે કોઇપણ વ્યક્તિના અભિપ્રાય ઉપર થોડું જ વજન મૂકી શકાય: તેમ જનસમૂહ જ્યારે અવિચારપણે વર્ત્તે, ત્યારે તેના અભિપ્રાય ઉપર પણ વિશ્વાસ રાખવા જેવું નથી; છતાં મનુષ્યોનો એક નાનો સમૂહ એવો છે, કે એના અભિપ્રાય પ્રમાણે વર્ત્તવું જોઇએ. વળી આ વિકારના તત્ત્વનો ઉપયોગ વ્યવહારમાં દયા દેખાડવાનો છે. પરંતુ લોકઅભિપ્રાય વિવેક વિના દયાનો ગુણ જો લંબાવ્યા કરે, તો પૉમ્પી જેવાંએ માણસો ઉભાં થાય, અને બરનારડાઇન જેવાંએ થાય. તેથી આ દયાના ગુણને પણ નિયમમાં લાવવાની જરૂર છે. પૉમ્પી કાયદાને પણ છેતરી શકે એવો છે, અને બરનારડાઇનમાં અનીતિ એવું ઘર ઘાલી બેઠીછે, કે કાયદાની સજાથી પણ એના ઉપર કશી અસર થાય એમ નથી. વળી, આ નાનાં પાત્રોમાં પણ શેકસપીઅરે અનીતિનાં ક્રમવાર પગથીઆં ગોઠવ્યાંછે, એ પણ વિચારી જવા જેવું છે.

બીજાં નાનાં પાત્રોમાં પેલો બદમાશ લ્યુસિયો રહી જાયછે. રાજાનો પાસવાન એ જણાયછે, પણ એટલા જ માટે રાજાઓને એ પાત્રમાંથી ઘણું જાણવાનું મળી આવશે. રાજસત્તા સર્વોપરી છે. અને ન્યાયના ધોરણ ઉપર એનો ઉપયોગ થાય, તો એ સર્વોત્તમ છે. બીજા કોઇપણ મનુષ્ય કરતાં રાજા કોઇનું મોટામાં મોટું

ભલું પણ કરી શકે, અને બુરૂંએ કરી શકે. માટે રાજાઓએ આવા બદમાશ પાસવાનોથી ચેતીને બરાબર ચાલવાનું છે. લોકો કહેછે, કે રાજામાં ઈશ્વરી અંશ હોયછે, અને તેમાં રહસ્ય રહેલું છે, કે રાજાએ ઈશ્વરની પેઠે સર્વનો ન્યાય કરવાનો છે. રાજા રાજા થયા, એટલે માણસ મટી જતા નથી, એ વાત રાજાએ ખસુસ કરીને સમજવા જેવી છે, કારણ કે મનુષ્યના સ્વભાવને અંગે વિકારનું પેલું તત્ત્વ જડાએલું રહ્યુંછે. માટે જ સારા પાસવાનો એણે રાખવા જોઇએ. હરામખોર લ્યુસિયો રાજાને મ્હોંએ જ નિર્ભય બની રાજાની બદબોઇ કરેછે. આવાં માણસો રાજાની સમક્ષ પ્રિય પણ પ્રપંચનું બોલી પોતાની ધારેલી મુરાદ પાર પાડેછે. તેઓ સર્પ જેવા હોયછે.

છેવટે, જે સદ્ગુણ માત્ર બાહ્ય દેખાવની જ અપેક્ષા રાખેછે, તે સદ્ગુણમાં ઝાઝો દમ હોતો નથી. માત્ર પોલો આડંબર ઝાઝીવાર ટકતો નથી; હવાથી ભરેલા પાણીના પરપોટાની માફક લાલચના પ્રથમ પ્રસંગની ફુંકથી એ ફટ દઈ ફૂટી જાયછે. ખરી નીતિ તો પરમાત્માને ઓળખી આપણી મનોદેવતાદ્વારા જે નીતિનો બોધ થાય, તે પ્રમાણે વર્ત્તવામાં જ છે. વળી બીજાનો ન્યાય તોળવામાં દરેક માણસે દયા દેખાડી ક્ષમાદૃષ્ટિ રાખવાની છે, પણ તે હદમાં—આ ઉપદેશ આ નાટકનું રહસ્ય છે.



# મેઝર ફૉર મેઝર

અથવા

## થાય એવા થઇએ તો ગામ વચ્ચે રહીએ.

# પાત્ર—સમાજ.

વિન્સેન્શિયો ... વિયેનાનો રાજા.
એંજેલો ... રાજાની ગેરહાજરીમાં સર્વોપરિ હાકેમ.
ઇસ્કેલસ ... એંજેલોની સાથે જોડાએલો વૃદ્ધ અમીર.
ક્લૉડિયો ... એક યુવાન ગૃહસ્થ.
લ્યુસિયો ... એક શોખીન ગૃહસ્થ.
બીજા બે ગૃહસ્થો.
દારોગો.
ટૉમસ } ... બે પાદરીઓ.
પીટર }
એક ન્યાયાધીશ.
એલ્બો ... એક સામાન્ય પોલિસ જમાદાર.
ફ્રૉથ ... એક મૂર્ખ ગૃહસ્થ.
રંગલો (પૉમ્પી)
એબ્બહોરશન ... જલ્લાદ.
બરનારડાઇન ... કેવળ સ્વચ્છંદી કેદી.
ઇસાબેલા ... ક્લૉડિયોની બ્હેન.
મેરિયાના ... એંજેલોની વિવાહિત.
જ્યુલિયટ ... ક્લૉડિયોની પ્રિયા.
ફ્રાન્સિસ્કા ... એક સાધુ બાઇ.
મિસ્ટ્રેસ ઓવરડન ... એક કુટણી.
અમીરો, ગૃહસ્થો, પેહેરેગીરો, અમલદારો, અને બીજા અનુચરો.
સ્થળ:—વિયેના.

# મેઝર ફૉર મેઝર

અથવા

# થાય એવા થઇએ તો ગામ વચ્ચે રહીએ.

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.—રાજાના મેહેલમાં એક ઓરડો.

(રાજા, ઇસ્કેલસ, અમીરો અને અનુચરો, પ્રવેશ કરેછે.)

**રાજા.**—ઇસ્કેલસ !

**ઇસ્કેલસ.**—નામદાર.

**રાજા.**—રાજનીતિ અને રીતિ વિષે તમને શિખામણ દેવી એ મારામાં અવિવેક ગણાય, માત્ર મને બોલવાનો અને ભાષણ કરવાનો શોખ છે એમ એ બતાવી આપે; કારણકે મારે કબુલ કરવું પડેછે કે શિખામણ આપવાની મારામાં જે શક્તિ છે તેના કરતાં પણ વિશેષ જ્ઞાન તમારામાં છે. તમારી સમજ અને કામ કરવાની શક્તિ બેશક સુપ્રસિદ્ધ છે. અને તેમાં આટલું આ*જ ઉમેરવાની જરૂર છે. રૈયતનો સ્વભાવ, આપણા રાજ્યના કાયદા, અને સામાન્ય ન્યાયની પારિભાષિક ભાષા—આ સઘળામાં, મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તમારી વિદ્યા અને અનુભવના બળે તમે તદ્દન પ્રવીણ છો. આ અમારૂં આજ્ઞાપત્ર. (આપેછે.) એ પ્રમાણે વર્તવામાં મનમાં જરીએ સંકોચ રાખશો નહિ.—કોણ છે? સિપાઇ, એંજેલો સાહેબને અહીં બોલાવી લાવો. (અનુચર જાયછે.) અમારી ગેર-

---

* આ જ = આ આજ્ઞાપત્ર.

હાજરીમાં અમારી વતી એ કેવું નામ કાઢશે? કારણકે અમારે તમને જણાવવું જોઇએ કે અમારી ગેરહાજરીમાં અમારી વતી કામ ચલાવવાને અમે એને ખાસ પસંદ કર્યોછે; અમારી સત્તાનો ત્રાસ, જે પ્રેમ પ્રજા તરફ અમે વાપરવા બંધાએલા છીએ તે પ્રેમ, અને પદવીના પ્રભાવે જે જે સાહિત્યો અમને પ્રાપ્ત હતાં તે—આ સઘળું એને સોંપવામાં આવ્યું છે: આ બાબતમાં તમારી શી સલાહ છે?

**ઇસ્કેલસ.**—આપની આવી મેહેરબાની અને ઉદાર માનને યોગ્ય જો કોઇ આ વિયેના શેહેરમાં હોય તો તે એંજેલો જ છે.

**રાજા.**—જુઓ, આ એ પોતે જ અહીં આવેછે.

(એંજેલો પ્રવેશ કરેછે.)

**એંજેલો.**—આપ નામદારની ઇચ્છાને નિરંતર આધીન રહેનારો હું આપની ફરમાએશ જાણવા હાજર થયો છું.

**રાજા.**—એંજેલો, તારા બાહ્યજીવનનો જ લેખ કાંઇક એવો સબળ છે કે જોનારના મન સમીપ તુરત તારા આંતરજીવનનો આખો ઇતિહાસ ખડો થઇ જાયછે. જે સર્વોત્તમ શક્તિઓની નવાજેશ ઈશ્વરે તારા ઉપર કરીછે તેનો લાભ પ્રજાને મળવો જોઇએ; દીવાનો પ્રકાશ દીવાને પોતાને માટે નથી; તેમ આપણી શક્તિઓનો ઉપયોગ બીજાના લાભને માટે કરવાનો છે; કારણકે આપણી શક્તિઓ આપણી બહાર જઇ કામ ન કરે તો પછી તે શક્તિઓ આપણામાં હોય કે ન હોય તે સરખું જ છે. દેવનું દેવત્વ એ કે તે દેવ જેવાં કામ કરી બતાવે; અને પાકા વેપારી જેવો દેવ વિધાતા પણ પોતાની ઉત્તમતાનો નાનામાં નાનો અંશ પણ નાહક આપી દેતો નથી, પણ બદલામાં આભાર અને ઉપયોગ બન્ને માગેછે, અને છેવટ પર્યંત લેણદારનું ગૌરવ સાચવી રાખેછે. પરંતુ આ સઘળું, મારો પણ શિક્ષક થવાને યોગ્ય છે એવા પુરૂષને હું કહું છું એ

નિ:સંશય છે; માટે, લે, આ આજ્ઞાપત્ર.—એંજેલો, અમારી ગેરહાજરીમાં અમારી કુલ સત્તા તને અમે આપીએ છીએ. વિયેના નગરમાં મૃત્યુ અને દયા તારા હોઠ ઉપર અને હૃદયમાં વાસ કરો. વૃદ્ધ ઇસ્કેલસ જો કે દરજ્જામાં પ્રથમ છે, પણ તે હવે તારો સહાયક. તારે માટે આ આજ્ઞાપત્ર, લે. (આપેછે.)

**એંજેલો.**—મહારાજ, આવી ઉંચી અને માનવંતી પદવી મને સોંપ્યા પહેલાં મારામાં જે જવાહેર છે તેની વધારે પરીક્ષા કરો તો ઠીક.

**રાજા.**—બસ, એંજેલો, હવે વધારે બહાનાં બતાવવાની જરૂર નથી. બહુ વિચાર કરીને તને અમે આગળ કરીએ છીએ; માટે જે માન અમે તને આપીએ છીએ તે સ્વીકાર. અહીંથી ચાલ્યા જવાની ઉતાવળ અમારે એટલી બધી છે કે અગત્યનાં કામ પણ અમે બાકી રાખી જઇએ છીએ. વખતો વખત અને જરૂર પડે ત્યારે, અમારા સંબંધી હકીકતનાં પત્રો અમે લખતા રહેશું; અને અહીં જે જે બને તે જાણવાને ઇંતેજાર રહેશું. રામરામ, ત્યારે; અમલનો બરાબર ઉપયોગ કરશો એવી આશા રાખું છું.

**એંજેલો.**—તોપણ, મહારાજ, થોડે સુધી આપને વળાવવા આવવાની તો પરવાનગી આપો?

**રાજા.**—મારે અત્યંત ઉતાવળ છે, માટે નહિ; અને હું ખાત્રીથી જણાવું-છું કે તમારા મનમાં જરા પણ શંકા લાવવાનું પ્રયોજન પણ નથી. અમારી પોતાની જેટલોજ તમારી સત્તાનો વિસ્તાર છે, અને તમારા પોતાના અંતરાત્માને યોગ્ય લાગે તેમ કાયદાને અમલમાં મૂકવો કે તેમાં ફેરફાર કરવો એ તમારૂં કામ છે. વારૂ, રામરામ. હું ચૂપકીથી અહીંથી ચાલ્યો જાઉંછું: મારી પ્રજાને હું પુત્રપુત્રી-વત્ ચાહું છું, પણ નાટકના પાત્રની પેઠે તેમની નજરે રંગભૂમિ ઉપર ફરવાને હું ખુશી નથી: તેમના ખુશીના પોકાર અને શાબાશીની તાળીઓ કદાચ સારો દેખાવ આપે એ વાત ખરી છે, પણ એ

વાત મારી રૂચિને અનુકૂળ નથી, અને જે માણસને એ પ્રિય હોય તેની સમજશક્તિ સારી છે એમ હું કહું નહિ. રામરામ, હવે.

**એંજેલો.**--આપની ઇચ્છાઓ ઇશ્વર સફળ કરે!

**ઇસ્કેલસ.**—સિધાવો, અને ઇશ્વર આપને ક્ષેમકુશળ રાખે!

**રાજા.**—ઉપકાર તમારો. રામરામ.

(જાયછે.)

**ઇસ્કેલસ.**—સાહેબ, આપની સાથે ખુલાસાથી વાત કરવાની મને પરવાનગી આપશો એવી મારી વિનતિ છે; મને કેવી અને કેટલી સત્તા આપવામાં આવી તે જાણવાની મારે જરૂર છે; સત્તા મને આપવામાં આવી છે ખરી, પણ કેવી અને કેટલી તેની સૂચના મને મળી નથી.

**એંજેલો.**—મારા સંબંધમાં પણ તેમ જ છે. ચાલો, એકાંતમાં જઇ આપણે તેનો નિશ્ચય કરીએ.

**ઇસ્કેલસ.**—તૈયાર છું, સાહેબ.

(બન્ને જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.—સ્થળ, એક મોહોલ્લો.

(લ્યુસિયો અને બીજા બે ગૃહસ્થો પ્રવેશ કરેછે.)

**લ્યુસિયો.**—જો આપણો રાજા બીજા રાજાઓની સાથે મળી હંગરીના રાજા સાથે સંધિ નહિ કરે, તો પરિણામ એ કે બધા રાજાઓ એક થઇ હંગરીના રાજા ઉપર તૂટી પડશે.

**૧ લો ગૃહસ્થ.**—ઈશ્વર આપણને સલાહશાંતિ આપે, પણ હંગરીના રાજાની નહિ.

**૨ જો ગૃહસ્થ.**—તથાસ્તુ.

**લ્યુસિયો.**—પેલા પવિત્ર ચાંચીઆના જેવું જ તું બોલેછે: જે દશ* શિખામણની દિક્ષા લઇને વહાણે ચડી ગયો, પણ તેમાંથી એક એણે ભુંસી નાંખી.

**૨ જો ગૃહસ્થ.**—'તારે ચોરી ન કરવી.'

**લ્યુસિયો.**—એજ એણે ભુંસી નાંખી.

**૧ લો ગૃહસ્થ.**—અરે, એતો નાખુદાએ અને એનાં માણસોએ પોતાનો ધંધો છોડી દેવો એવી આજ્ઞા: અને ચોરી કરવા તો તેઓ જતાજ હતા. આપણો કોઇ સિપાઇ એવો નહિ હોય કે જેને જમ્યા પેહેલાંની શાંતિની પ્રાર્થના પસંદ હોય.†

**૨ જો ગૃહસ્થ.**—કોઈ સિપાઇને એ વાત નાપસંદ હોય એમ મેં નથી જાણ્યું.

**લ્યુસિયો.**—હું તારી વાત માનુંછું; કારણકે પ્રાર્થના થતી હોય એવે કોઇ પણ સ્થળે તું હાજર હોય એમ મને લાગતું નથી.

**૨ જો ગૃહસ્થ.**—નહિ? અરે એક સો‡ વખત.

---

* બાઇબલમાં નીતિશાસ્ત્રનો સમાવેશ નીચેની દશ આજ્ઞામાં થઈ જાયછે: (૧) મારા સિવાય બીજા કોઈ ઇશ્વરને તારે ભજવો નહિ. (૨) પૃથ્વી, પાણી કે આકાશના કોઈ દેવની મૂર્ત્તિ પૂજા તારે કરવી નહિ. (૩) ઇશ્વરનું નામ વૃથા કદિ તારે લેવું નહિ. (૪) વિશ્રાંતિના દિવસને (રવિવારને) તારે પવિત્ર ગણવો. (૫) તારાં માતાપિતાની પ્રતિષ્ઠા તારે જાળવવી. (૬) હત્યા કદિ કરવી નહિ. (૭) છીનાળું કદિ કરવું નહિ. (૮) ચોરી કદિ કરવી નહિ. (૯) તારા પાડોશી વિરૂદ્ધ ખોટી સાક્ષી કદિ પૂરવી નહિ. (૧૦) તારા પાડોશીના ઘરની, તેની સ્ત્રીની, તેનાં ચાકર કે ચાકરડીની, તેના બળદ કે ગધેડાની, કે તેની કોઈ પણ વસ્તુની ખોટી ઇચ્છા કરવી નહિ.—ખ્રિસ્તિ ધર્મના અનુયાયીઓ નીતિના આ સિદ્ધાંતોને ઈશ્વરપ્રણીત માનેછે. ન્યાયશાસ્ત્રની રીતિએ જોતાં એમાં ટીકા કરવાનું ઘણું છે, પણ અહીં તેનું પ્રયોજન નથી. પરંતુ ઈશુખ્રિસ્તે અવતાર લીધા પછી તેમાં ઘણા ઉમેરા કર્યા, અને તેમાં આ ઉમેરો ખાસ એણે કર્યો: "બીજાઓ કનેથી જે આચરણની તું ઇચ્છા રાખે, તેજ આચરણ બીજાઓ પ્રત્યે તારે કરવું."—અને આ નાટકનું ઉપદેશ-રહસ્ય પણ આ સિદ્ધાંત જ છે.

†. શેકસપીઅરના વખતમાં જમ્યા પેહેલાં એવી પ્રાર્થના કરવાનો રીવાજ હતો.

‡ મૂળમાં 'બાર' વખત છે.

**૧ લો ગૃહસ્થ.**—એમ, સંગીતમાં ?

**લ્યુસિયો.**—કોઈ પણ મેળમાં, કે કોઇ પણ ભાષામાં.

**૧ લો ગૃહસ્થ.**—મને લાગેછે, કે કોઈ પણ ધર્મમાં.

**લ્યુસિયો.**—હા, કેમ નહિ? મતમતાંતરની ભિન્નતા છતાં જે પ્રાર્થના તે તો પ્રાર્થના જ: દૃષ્ટાંત તરીકે—ગમે તેટલી તું પ્રાર્થના કરે, તોપણ તું હરામખોર.

**૧ લો ગૃહસ્થ.**—વારૂ, આપણા બેની વચ્ચે કાતરનોજ ફેર ત્યારે.

**લ્યુસિયો.**—કબુલ કરૂંછું: ઉન અને રેશમના જેવો: તું ઉન.

**૧ લો ગૃહસ્થ.**—અને તું રેશમ: બહુ સારૂં રેશમ: મને ખાત્રી છે કે તું ઊંચા પ્રકારનું રેશમ છે. પરદેશી ઊંચા રેશમ કરતાં હલકું દેશી ઉન સારૂં. કેમ, કાંઇ વધારે પડતું બોલ્યુંછું ?

**લ્યુસિયો.**—હા, મને એવું લાગેછે ખરૂં; ઘણું જ વધારે પડતું, અને તે તારી બોલી જ કહી આપેછે. હવે તો આપણે તને 'દેશી ઉન' કહીને જ બોલાવવાના: પણ જીવતાં સુધી તારૂં નામ પછવાડેથી નહિ લઉં.*

**૧ લો ગૃહસ્થ.**—મને લાગેછે કે મેં ખોટું કર્યું; કેમ નહિ?

**૨ જો ગૃહસ્થ.**—હા, વાત તો ખરી, પછી તને તેનો ચેપ લાગ્યો હોય કે ન લાગ્યો હોય.

**લ્યુસિયો.**—અરે, જુઓ, જુઓ, ગામની પેલી માસી આવેછે તે!

**૧ લો ગૃહસ્થ.**—અરે એના ઘરમાંથી મને એટલાબધા રોગ વળગ્યાછે કે.—

**૨ જો ગૃહસ્થ.**—કે, શું ભલા ?

**લ્યુસિયો.**—બરાબર બોલો.

**૨ જો ગૃહસ્થ.**—વરસના ત્રણ હજાર ચકતાં.†

---

* કે રખેને તેનો ચેપ વળગી જાય.

† રૂપીઆ જેવાં ચાંદાં: રૂપીઆ ખરચ્યા અને રોગ વળગ્યો; આમ બન્ને અર્થમાં લઇ શકાશે. મૂળમાં સેહેજ ફેર છે, અર્થ એક જ છે.

**૧ લો ગૃહસ્થ.**—અરે એથી પણ વધારે.

**લ્યુસિયો.**—ઉપર એક પાંચીઓ ત્યારે.

**૨ જો ગૃહસ્થ.**—તારી કલ્પનામાં રોગથી ભરેલો જ હમેશાં હું લાગું છું, પણ તું ભૂલથી ભરપૂર છે.—હું સાવ સાજો છું.

**લ્યુસિયો.**—પણ કોઈ આવીને 'તંદુરસ્ત' કહે એવો નહિ, પણ પોલા વાંસ* જેવો: તારાં હાડકાં પોલાં છે: અધર્મને તું ઉજાણીનું સ્થાન છે.

(બાઈ ઓવરડન પ્રવેશ કરે છે.)

**લ્યુસિયો.**—કાં, કેમ છે! તમારો કયો નિતંબ સાંઝણથી વધારે પીડાય છે.

**ઓવરડન.**—ઠીક, ઠીક, હવે; પણ જેને પોલિસ પકડીને કેદમાં લઈ જાય છે તે તમારા જેવા પાંચ હજાર કરતાં પણ વિશેષ કિંમતી છે.

**૨ જો ગૃહસ્થ.**—ભલા, એ કોણ તે કહે તો ખરી?

**ઓવરડન.**—અરે, પેલા ક્લૉડિયો, ક્લૉડિયો ભાઈ.

**૧ લો ગૃહસ્થ.**—ક્લૉડિયો કેદમાં! હોય નહિ.

**ઓવરડન.**—અરે, પણ છે: ન હોય કેમ? મેં પોતે એને પોલિસના પેહેરામાં જોયો; અને એને કેદમાં લઈ ગયા. અને વળી આટલું વિશેષ કે આ ત્રણ દિવસની અંદર એનું માથું કાપી નાખશે.

**લ્યુસિયો.**—પણ આ સઘળી મૂર્ખાઈ છતાં, આમ બને નહિ. તને ખાત્રી છે?

**ઓવરડન.**—હા, હા, મને ખાત્રી છે; અને તે વળી જ્યુલિયટને હમેલ રાખવા માટે.

**લ્યુસિયો.**—ત્યારે તો વાત સાચી હોય: બે કલાક અગાઉ મળવાનું મને વચન એણે આપ્યું હતું; અને એ કદિ વચનભંગ થયો નથી.

**૨ જો ગૃહસ્થ.**—અને વળી આપણે જે વાત થઈ હતી તેને મળતી લગભગ આ વાત છે.

---

* અહીં પણ મૂળમાં સેહેજ ફેર છે.

**૧લો ગૃહસ્થ.**—પણ સૌથી વિશેષ તો, જે બાબતનો ઢંઢેરો પીટાયો તેને બરાબર મળતી છે.

**લ્યુસિયો.**—ચાલો, ખરી હકીકત મેળવીએ.

(લ્યુસિયો અને ગૃહસ્થો જાયછે.)

**ઓવરડન.**—આ પ્રમાણે કાંઇક લડાઇને લીધે, કાંઇક મરકીને લીધે, કાંઇક ફાંસીને લીધે, અને કાંઇક નિર્ધનતાને લીધે, મારી ઘરાકી ગઈ છે.

(પૉમ્પી પ્રવેશ કરેછે.)

**ઓવરડન.**—કાં, કેમ છે? કાંઇ નવા ખબર?

**પૉમ્પી**—પેલા માણસને કેદમાં લઈ ગયા.

**ઓવરડન.**—વારૂ, પણ એણે કર્યું છે શું?

**પૉમ્પી.**—બાઇડી.

**ઓવરડન.**—પણ એનો ગુનો શો?

**પૉમ્પી.**—ખાસ નદીમાં માછલાં શોધવાનો.

**ઓવરડન.**—શું, કુમારિકાને એણે હમેલ રાખ્યાછે?

**પૉમ્પી.**—નહિરે, સ્ત્રીને રાખ્યા છે: ઢંઢેરો તમે સાંભળ્યો કે નહિ?

**ઓવરડન.**—ઢંઢેરો વળી કયો?

**પૉમ્પી.**—કે પરાંનાં સઘળાં ઘરો પાડી નાખવાં.

**ઓવરડન.**—અને ગામમાં છે તે?

**પૉમ્પી.**—એ તો નીપજને માટે રહેશે: એ પણ ચાલ્યાં જ હતાં, પણ, એક ડાહ્યો શેહેરી વચમાં પડયો અને રખાવ્યાં.

**ઓવરડન.**—પણ પરાંના સઘળાં આરામનાં ઘરોને પાડી નાખશે?

**પૉમ્પી.**—જમીનદોસ્ત, શેઠાણી સાહેબ.

**ઓવરડન.**—હાય, હાય! આ તો રાજ્યમાં ખરેખરો ફેરફાર. મારૂં શું થશે?

**પૉમ્પી.**—ચાલો, તમે ધાસ્તી ન રાખો: સારા વકીલને કદિ અસીલની ખોટ પડતી નથી: જગા બદલાવો, ધંધો બદલવાની જરૂર નથી;

હજી પણ હું તમારો કલાલ થઇશ. હિમ્મત, હિમ્મત! તમારે માટે લોકોને દયા નહિ આવે? લોકોની ચાકરીમાં તમારી આંખો ઘસાઈ ગઇ, તો એ ચાકરી ધ્યાનમાં લેવાશે.

**ઓવરડન.**—અરે, ભાઈ કલાલ, હવે અહીં રહી શું કરવું? ચાલો, જતા રહીએ અહીંથી.

**પૉમ્પી.**—આગળ કલૉડિયો અને પાછળ દારોગો આ આવે, અને પેલી જ્યુલિયટ પણ સાથે છે.

(બધાં જતાં રહેછે.)

(દારોગો, લ્યુસિયો, જ્યુલિયટ, અને અમલદારો પ્રવેશ કરેછે.)

**કલૉડિયો.**—અલ્યા ભાઇ, આમ લોકોની બત્રીસીએ મને તું શીદ ચડાવેછે? કેદમાં લઈ જવો હોય તો પાધરો લઇ જા.

**દારોગો.**—ભાઇ, એમ કરવાનું કારણ મારો દુષ્ટ સ્વભાવ નથી, પણ એંજેલો સાહેબના ખાસ હુકમથી મારે એમ કરવું પડેછે.

**કલૉડિયો.**—આ પ્રમાણે સત્તા-દેવી આપણને ભારોભાર હેરાન કરેછે: ઈશ્વરની તલવાર: જેના ઉપર પડશે, ત્યાં પડશે: ન પડે ત્યાં નહિ: તોપણ હમેશાં તે વાજબી દંડ દેનારી છે.

(લ્યુસિયો અને ગૃહસ્થો ફરી પ્રવેશ કરેછે.)

**લ્યુસિયો.**—આ શું, ભાઇ કલૉડિયો? આ બેડી શી?

**કલૉડિયો.**—ભાઈ લ્યુસિયો, સ્વેચ્છાચારનું પરિણામ: સ્વેચ્છાચાર, ભાઇ; ઝાઝા અપવાસ કર્યા પછી જેમ જમવાનું ભાન રહેતું નથી, તેમ અત્યંત સ્વેચ્છાચારનું પરિણામ અંતે અંકુશમાં જ આવેછે. ઉંદરો પોતાનું ઝેર ખુશીથી ખાવા ધાયછે; તેમ આપણી પ્રકૃતિ પણ જે પાણીથી તરસ છીપે એમ નથી તે પાણી પીવા દોડેછે, અને પીધા પછી મૃત્યુને આધીન થાયછે.

**લ્યુસિયો.**—બેડીના બંધનમાંથી પણ જો આવું ડાહાપણભર્યું હું બોલી શકતો હોઉં, તો પછી મારા કેટલાક લેણદારોને હું બોલાવું; અને,

છતાં, ખરૂં પૂછાવો તો, કેદખાનાની ગંભીરતા કરતાં સ્વતંત્રતાનો શોખ મને વધારે છે.—કલૉડિયો, તારો અપરાધ શો છે?

**કલૉડિયો.**—ભાઈ, એનું નામ દેતાં પણ બીજો અપરાધ ગણાય એવું છે.

**લ્યુસિયો.**—ખૂન કર્યુંછે?

**કલૉડિયો.**—ના.

**લ્યુસિયો.**—છીનાળું.

**કલૉડિયો.**—એમ કહો તોપણ ચાલે.

**દારોગો.**—ચાલ, ભાઈ, ચાલ, આગળ ચાલ.

**કલૉડિયો.**—ભાઈ, થોડી વાર.—લ્યુસિયો, મારૂં એક કામ કરીશ?

**લ્યુસિયો,**—તારૂં ભલું થતું હોય, તો તું કહે તેમ કરૂં.—આટલીબધી તજવીજ છીનાળા પાછળ રહેછે?

**કલૉડિયો.**—મારી હકીકત આમ બનીછે:—વિધિપૂર્વક <u>વેવીશાળ</u> થયા પછી હું જ્યુલિયટને એકાંતમાં મળ્યો: એ બાઈને તું ઓળખે છે; બરાબર વિચારીએ તો એ મારી પત્ની થઈ ચુકી છે, માત્ર એટલું જ કે લગ્નક્રિયા થઇ નથી; અને આટલું બાકી રાખવાનું કારણ માત્ર એટલું જ કે,—તેનું પહેલું એના કેટલાક મિત્રોના ઘરમાં પડ્યું છે, અને કાળે કરીને એ માણસો અમને અનુકૂળ થાય ત્યાં-સુધી અમારા વિવાહની વાત તેમનાથી છાની રાખવી. પણ જોગ એવો બન્યો કે જ્યુલિયટના શરીર ઉપર અમારા પરસ્પરના ગાઢ સ્નેહની ચોરીનાં ચિહ્નો સ્પષ્ટ પડી રહ્યાં.

**લ્યુસિયો.**—હમેલ રહ્યા કે શું?

**કલૉડિયો.**—દુર્ભાગ્યે એમ જ બન્યું છે. અને રાજાની વતી કામ કરતો રાજરક્ષક,—પછી એ નવીનતાની ચમક અને દાપ હોય, કે પછી રાજતંત્ર એ ઘોડો છે, અને પોતે સ્વાર છે એમ ઘોડાને ખાત્રી થાય, માટે બેસતાંવેંત તેના પડખામાં એડીઓ મારવી જોઇએ એમ એના મનને હોય: અથવા તો અમલને અંગે જ જુલમ

રહેતો હોય, કે પછી એના ઉચ્ચાભિલાષને અંગે હોય, તેની મને ખબર પડતી નથી :—પણ આ રાજરક્ષક, આ નવો હાકેમ કાયદાના પાના ઉપર અત્યારસુધી પડી રહેલી સજા મારા સંબંધમાં જાગ્રત કરેછે, અને આ કાયદો, કટાઇ ગએલા શસ્ત્રની માફક, એટલા વખત સુધી દીવાલ ઉપર બીનવપરાએલો લટકી રહ્યો હતો કે આજકાલ કરતાં તેને ઓગણીસ વર્ષ વીતી ગયાંછે, અને એનો ઉપયોગ કદિ થયો નથી; અને આ વિસ્મૃત અને સુઇ રહેલા કાયદાનો અમલ નામને માટે હાલ તાજેતર એ મારા ઉપર કરેછે :—ખરેખર, માત્ર એ નામને માટે જ છે.

**લ્યુસિયો.**—હું પણ ખાત્રીપૂર્વક એમ જ ધારૂં છું; અને તારા ધડ ઉપર તારા મસ્તકની સ્થિતિ એટલી અનિશ્ચિત છે કે જો ભરવાડણી રસિક બને તો એક નિસાસાની સાથે તે અળગું થઇ જાય. રાજાની પછવાડે માણસ મોકલી અપીલ કર.

**કલૉડિયો.**—એમ તો મેં કર્યું, પણ રાજાનો પત્તો ક્યાંઇ નથી. વારૂ, ભાઇ લ્યુસિયો, આટલું મારૂં કામ કરી મને આભારી કર.—મ્હારી બ્હેન દીક્ષા લઇ મઠમાં બેસવાનો વિચાર રાખેછે,—આજથી જ ગુરૂમંત્રની ભિક્ષાની ઉમેદવાર થવાની છે; મારે માથે જે આ ભયનું વાદળું ચડી આવ્યુંછે તેનાથી એને વાકેફ કર; આ સખ્ત હાકેમ પાસે જઇ મારી ભલામણ કરે એવા મિત્રો ઉભા કરે એમ એને વિનવજે; એ પોતે પણ એની પાસે અરજ કરવા જાય એમ કહેજે; એમ થાય તો મને મોટી આશા રહેછે: કારણકે એની યુવાનીમાં એવી કાંઇક મર્માળી અને અબોલ ભાષા રહેલીછે કે જેથી માણસનાં મન પીગળી જાય: વિશેષમાં વળી, દાખલા દલીલ અને તર્કના ધોરણ ઉપર એ જ્યારે વાત કરેછે, ત્યારે એની વાણીમાં એટલી સફળતા આવેછે કે માણસનાં મન તેથી એના તરફ વળી જાયછે.

**લ્યુસિયો.**—ઈશ્વર કરે ને પોતાના વાક્ચાતુર્યથી આ હાકેમનું મન તે

ફેરવી શકે ! જેથીકરીને આ બાબત ઉત્તેજીત થાય (નહિ તો ભારે સજાના દબાણમાં એ દબાઇ જશે), અને જેથી વળી તારી જીંદગી પણ તું ભોગવવા પામે, અને તે જીંદગી આમ નાહક મારી જવાની તૈયારીમાં છે તેથી હું બહુ દિલગીર થાઉં છું: હું જઉં છું એની કને.

**કલૉડિયો.**—ભાઇ લ્યુસિયો, તારો ઉપકાર થયો.

**લ્યુસિયો.**—આ બે કલાકની અંદર.

**કલૉડિયો.**—ચાલ, ભાઇ દારોગા, ચાલ.

(સર્વ જાયછે.)

### પ્રવેશ ૩ જો.—સ્થળ, મઠ.

(રાજા અને ટૉમસ પાદરી પ્રવેશ કરેછે)

**રાજા.**—નહિ, પૂજ્ય પાદરી સાહેબ, એ વિચાર મનમાંથી કાઢી નાખો; ચૂઇ જતા પ્રેમનું શર મારી ઘડાએલી છાતીને પણ વીંધી નાખેછે એ વાત તમારે માનવી નહિ. આ પ્રમાણે તમારો ગુપ્ત આશ્રય લેવાનું હું શામાટે પસંદ કરૂંછું તેમાં તો ગંભીર ઉદ્દેશ છે; અને એ ઉદ્દેશ એક વૃદ્ધને શોભે એવો છે, પ્રેમથી જ્વલિત થએલા જીવનને યોગ્ય નથી.

**ટૉમસ.**—એ વાત જણાવવામાં મહારાજને કાંઇ હરકત છે ?

**રાજા.**—મહાનુભાવ, મને એકાંતવાસી જીંદગી કેવી પસંદ છે એ તમારા કરતાં કોઇ વિશેષ જાણતું નથી; અને જ્યાં યુવાનીઆઓ ઠઠારો કરીને મૂર્ખ દંભ આચરતા હોય એવા સમૂહની કિંમત હું કેવી નિર્જીવ ગણુંછું તે પણ તમે જાણોછો; જેની નીતિ—જેનું આચરણ ઉત્તમ છે અને જેનું જીતેંદ્રિયત્વ દ્રઢ છે એવા એંજેલોને આ વિચેનામાં અમારા દરજ્જાની સંપૂર્ણ સત્તા સોંપી દીધીછે, અને એ એમ સમજેછે કે હું પોલાંડની મુસાફરીએ ગયોછું, કારણકે

એવી મતલબની અફવા ગામમાં મેં ફેલાવીછે અને એ અફવા સાચી મનાયછે. હવે પવિત્ર મહાત્મા, તમને સહજ પ્રશ્ન થશે કે હું આમ શામાટે કરૂંછું?

**ટામસ.**—થાય એવું છે, સાહેબ.

**રાજા.**—અમારૂં રાજબંધારણ સખ્ત છે અને કાયદા અત્યંત કઠોર છે; અને યુવાનીના તીવ્ર તોખારને અંકુશમાં રાખવા આવી લગામોની જરૂર પણ છે; છતાં ચૌદ વર્ષથી આ કાયદા સુતા રહ્યાછે; અને બહાર શિકારે નહિ જતા સિંહની માફક એ ગુફામાં જ પડી રહ્યાછે: હવે કેટલાંક મૂર્ખ માબાપો પોતાનાં છોકરાંઓને બીકમાં રાખવા લાંબી સોટીઓ ઘરમાં રાખેછે, પણ તેમનો ઉપયોગ કદિપણ કરતા નથી, અને સમય જતાં એજ સોટીઓ લઈ છોકરાંઓ રમવા લાગેછે; તેવીજ રીતે આ કાયદાઓ પણ કદિ અમલમાં મૂકાયા ન હોવાથી મૃત દશાને પાત્ર થયાછે, અને તેથી કરીને નિરંકુશતા ન્યાયની પણ હાડછેડ કરવા લાગીછે: માને છોકરાં મારેછે, અને શિષ્ટાચાર સમૂળો નાશ પામ્યોછે.

**ટામસ.**—આ બંધીવાન થએલા કાયદાઓને આપની ઈચ્છામાં આવે ત્યારે છૂટા મૂકવાને આપ નામદાર સ્વતંત્ર હતા: અને એંજેલો કરતાં કાયદાનો અમલ આપે ચાલુ કર્યો હોત તો લોકોને તે વધારે ભયદાયક લાગત.

**રાજા.**—મને ધાસ્તી લાગેછે કે તે અત્યંત ભયદાયક થઈ પડત. લોકો આટલા નિરંકુશ અને ઉન્મત્ત થઇ ગયા તેમાં મારો જ દોષ છે, કારણકે પ્રથમથી જ કાયદાને અમલમાં મેં ન મૂકયા, અને આમ ગર્ભિત પરવાનગી આપ્યા પછી લોકોને સજા કરવા માંડવી, એ મારામાં જુલમ ગણાય; એટલામાટે જ મેં એંજેલોને નીમ્યોછે. મારે નામે કાયદાને એંજેલો બરાબર અમલમાં મૂકશે, અને મારૂં

નામ વચમાં નહિ આવવાથી મારી બદનામી નહિ થાય. અને એ સત્તા કેમ ચલાવેછે એ જોવા, પાદરીના વેશમાં, રાજા અને પ્રજા બન્નેની મુલાકાત હું લઇશ: એટલામાટે તમારાં પાદરીનાં કપડાં મને પેહેરવા આપો, અને હું ખરેખર પાદરી છું એમ બતાવવા મારે શું શું કરવું આવશ્યક છે તે મને શીખવો. વિશેષ કારણો વળી હું પુરસદને વખતે કહીશ: અત્યારે તો આટલુંજ કહુંછું:—એંજેલો નીતિનો ચોક્કસ છે; કોઇને પણ એની વાત કરવાનો વખત ન આવે એની તે બરાબર સંભાળ રાખેછે; એનામાં લોહીની ગતિ પણ છે કે નહિ, અથવા તો ધૂળ કે ધાન—એમાંથી એની વૃત્તિ શા તરફ વિશેષ છે, એટલુંપણ એ કબુલ કરતો નથી; એથીકરીને, સત્તા હસ્તગત થયે સાધ્ય વસ્તુનું રૂપાંતર થાય, ત્યારે દાંભિકોની શી ગતિ થાયછે એ આપણે જોઇશું.

(સર્વ જાયછે.)

---

### પ્રવેશ ૪થો.—સ્થળ, મઠમાં સ્ત્રી-ભાગ.

(ઈસાબેલા અને ફ્રાન્સિસ્કા પ્રવેશ કરેછે.)

**ઈસાબેલા.**—અને, બસ, આટલીજ છૂટ સાધુ બાઇઓને આપવામાં આવેછે?

**ફ્રાન્સિસ્કા.**—અને એટલી પૂરતી નથી?

**ઇસાબેલા.**—બેશક પૂરતી છે; વધારે છૂટ હોવી જોઇએ એમ કહેવાનો મારો ઇરાદો નથી, પણ આટલી છૂટ ઉપર પણ વિશેષ અંકુશ જોઇએ, એમ કહેવા મારો ઇરાદો છે: આપણે સંત કલૅરના ઉપાસકો છીએ.

**લ્યુસિયો.**—(બહારથી) અરે, હો! આ સ્થળમાં સુખશાંતિ હોજો!

**ઇસાબેલા.**—કોણ બોલાવેછે?

**ફ્રાન્સિસ્કા.**—પુરૂષનો અવાજ એ છે. સુભગ ઈસાબેલા, લે આ કુંચી, અને એને શું કામ છે તે જાણી આવ; તારાથી જવાય, મારાથી ન જવાય: હજી તેં દીક્ષા લીધી નથી. તું જ્યારે દીક્ષા લઈશ, ત્યારે ઉપરી બાઈની હાજરી વિના તારાથી પણ પુરૂષની સાથે વાત નહિ થઈ શકે; અને તે પણ પાછી ઉઘાડે મ્હોંએ નહિ; અને જો મ્હોં ઉઘાડું રાખીશ તો વાત નહિ થાય. જા, એ ફરીને બોલાવે છે, એને જવાબ આપી આવ.

(જાયછે.)

(લ્યુસિયો પ્રવેશ કરેછે.)

**ઇસાબેલા.**—ભદ્રં ભવતુ! કોણ બોલાવે છે?

**લ્યુસિયો.**—કુમારિકા, તારૂં કલ્યાણ થાઓ, અને તારા ગાલની સુરખી સ્પષ્ટ જણાવી આપેછે કે તું હજી બાળકુંવારી જ છે. કૃપા કરીને મને ઇસાબેલાનાં દર્શન કરાવીશ? જે ઇસાબેલા થોડાજ કાળમાં દીક્ષા લેનારી છે, અને જે દુર્ભાગી કલૉડિયોની બ્હેન થાયછે તે.

**ઇસાબેલા.**—કલૉડિયો દુર્ભાગી શામાટે, તે કહેશો? કારણકે મારે તમને જણાવવું જોઈએ કે તે ઇસાબેલા હું પોતે અને એની બ્હેન.

**લ્યુસિયો.**—સુભગ અને સુંદર કુમારિકા, તારો ભાઇ તને અંતઃકરણ-પૂર્વક પ્રણામ કહેવરાવેછે: અને લાંબી વાતથી તને કંટાળો આપતો નથી: પણ એને કેદ કરવામાં આવ્યોછે.

**ઈસાબેલા.**—અફસોસ! કારણ કાંઈ?

**લ્યુસિયો.**—કારણ તો એવું છે કે જો એનો ન્યાય કરવો મારા હાથમાં હોય, તો સજા કરવાને બદલે હું એનો ઉપકાર માનું: એની પ્રિયાને હમેલ રહ્યાછે.

**ઈસાબેલા.**—ભાઇ, મારી મશ્કરી ન કરો.

**લ્યુસિયો.**—સાચુંજ કહુંછું. ટીટોડીની* માફક, હૃદય અને જીભની વચ્ચે બને તેટલું અંતર રાખીને કુમારિકાઓની મશ્કરી કરવાના પાપમાં હું પાવરધો છું, તથાપિ સઘળી કુમારિકાઓની સાથે હું એમ કરૂં નહિ; તને તો હું અતિ પવિત્ર અને વિમાનમાં બેસી આકાશમાં ફરતી દેવીના જેવી ગણુંછું, અને જગતની જંજાળ છોડી દેવાની તૈયારી કરી રહેલા તારા આત્માને હું દિવ્ય ગણુંછું: કોઈ સંત તપસ્વી હોય તેમ આવા જીવની સાથે તો તદ્દન શુદ્ધ મનથી વાત કરવાની છે.

**ઈસાબેલા.**—મારૂં ઉપહાસ કરવામાં નીતિમાનની નિંદા કરી તું ભગવાનનો ગુનેગાર બનેછે.

**લ્યુસિયો.**—એવો વિચાર ન લાવ; ટુંકામાં અને સત્ય વાત આમ છે:—તારો ભાઈ અને તેની વિવાહિત પ્રિયા એકાંતમાં ભેગાં થઈ ગયાં: અને જે ખાય તે પુષ્ટ થાય: પડતર જમીનમાં વાવેતર થાય તો સમય આવ્યે પાક તૈયાર થાયછે; એજ ન્યાયે એના ચપળ ગર્ભાશયે ગર્ભ ધારણ કર્યો અને હવે વૃદ્ધિ પામી પાકી ગયોછે.

**ઈસાબેલા.**—કોઈના હમેલની વાત!—મારી પિત્રાઇ બ્હેન જયુલિયટ?

**લ્યુસિયો.**—એ તમારી બ્હેન થાય?

**ઈસાબેલા.**—જીભની માનેલી: નિશાળમાં સાથે ભણતી છોકરીઓ સ્નેહની મારી ઘણીવાર પોતાનાં નામ બદલેછે.

**લ્યુસિયો.**—ત્યારે એજ.

**ઈસાબેલા.**—ત્યારે ભલે એ એને પરણે.

**લ્યુસિયો.**—આ જ મુશ્કેલીની વાત છે: ઘણાં માણસોને—અને તેમાં

---

* આ પક્ષી એવું લુચ્ચું ગણાયછે કે જ્યારે પોતાનાં બચ્ચાં ઉપર કાંઈ જોખમ આવી પડેછે ત્યારે શિકારીની નજર ચુકાવવા જે ઠેકાણે બચ્ચાં હોય ત્યાંથી ખસી જઈ બીજે સ્થળે ભમ્યા કરેછે જેથી બચ્ચાં ત્યાં છે એમ ધારી શિકારીનું ધ્યાન ત્યાં ખેંચાય.

હું પણ છું—આશા આપીને અહીંથી મહારાજ વિન્સેંશિયો કોણજાણે કયાં ચાલ્યા ગયાછે: પણ પૂરેપૂરા રાજદ્વારી પુરૂષોથી અમને ખબર મળ્યાછે કે. એના કહેવામાં અને કરવામાં બહુ જ અંતર રહેતું હતું; અર્થાત્ કહેતા કાંઈક અને કરતા કાંઇક. રાજસત્તાના સંપૂર્ણ દોરથી એની જગાએ હાલ એંજેલો સાહેબ કામ કરેછે, અને એ માણસ એવો છે કે કેમ જાણે કે એનું લોહી પણ બરફના પાણીથી બન્યું હોય; કોઇ પણ જાતના વિકારની ગતિ કે ડંખ એને લાગતાં નથી; પરંતુ માનસિક કેળવણી, અભ્યાસ, અને અપવાસથી કુદરતી વિકારની તીક્ષ્ણ ધારને બુઠ્ઠી બનાવી એ મંદ કરી નાખેછે. જેમ સિંહ પાસેથી ઉંદરો નિર્ભયપણે દોડ્યા જાય, તેમ જે ભયંકર કાયદાની સન્મુખ લોકો નિરંકુશ વર્ત્તણુક ચલાવતા હતા, અને એ કાયદાનો ભંગ કરવો એ રીવાજ લેખતા હતા, તેજ કાયદો જાગ્રત કરી લોકોને ધાસ્તીમાં રાખવા પ્રથમ તારા ભાઇને ભોગ તરીકે એણે ચુંટી કાઢયોછે, અને તેથીકરીને તારા ભાઇની જીંદગી હાલ સંપૂર્ણ જોખમમાં છે. એ કાયદાની રૂએ એણે એને કેદ પકડયોછે અને દૃષ્ટાંત બેસારવાની ખાતર એ સંપૂર્ણ સખ્ત થવાની ઇચ્છા રાખેછે; તું જઈને હવે તારી પ્રાર્થનાથી એંજેલોની ઇચ્છાને ફેરવે તો ભલે, નહિ તો બાકી કાંઈ આશા હવે નથી, અને તારી પાસે આવવાનું પ્રયોજન માત્ર એટલું જ છે.

**ઈસાબેલા.**—આ પ્રમાણે એની જીંદગી લેવાની એંજેલોની વૃત્તિ છે?

**લ્યુસિયો.**—ભરકોરટમાં એણે દેહાંતની શિક્ષા પણ જાહેર કરી દીધી છે: અને મારા સાંભળવા પ્રમાણે એને દેહાંત કરવાનો હુકમ પણ દારોગા ઉપર ગયોછે.

**ઈસાબેલા.**—અફસોસ! એને બચાવવાની મારામાં શી શક્તિ છે?

**લ્યુસિયો.**—જે છે તે વાપરી જો.

**ઇસાબેલા.**—મારામાં શક્તિ છે! અફસોસ, મને શક છે કે—

**લ્યુસિયો.**—આપણા શક જ આપણો વિશ્વાસઘાત કરેછે; અને કદાચ જે શ્રેય આપણને પ્રાપ્ત થાય, તે શકના માર્યા આપણે આળસમાં અને આળસમાં ગુમાવી બેસીએ છીએ. એંજેલોની પાસે જા, અને જ્યારે કુમારિકાઓ માગે, ત્યારે પુરૂષો દેવની માફક વરસેછે એ પાઠ એને શીખવા દે: પણ જ્યારે પગમાં પડી તેઓ રડે, ત્યારે તો કેમ જાણે કે એ પોતે જ પોતાને અરજ ગુજારતા હોય, તેમ તેઓ છૂટે હાથે સર્વ માગણીઓ સ્વીકારેછે.

**ઇસાબેલા.**—જોઇએ, મારાથી શું નીપજી આવેછે.

**લ્યુસિયો.**—પણ જે કરવું તે જલદીથી.

**ઈસાબેલા.**—હમણાં જ: માત્ર મઠમાં ફ્રાન્સિસ્કા બાઇને ખબર આપી આવું એટલી જ ખોટી. હું તમારો અંતઃકરણથી ઉપકાર માનુંછું; મારા ભાઇને મારી આશીષ કહેજો. જે બનશે તેના આજ રાત્રીએ જ ખબર આપીશ.

**લ્યુસિયો.**—હવે હું રજા લઉંછું.

**ઈસાબેલા.**—આવજો, ભાઇ.

(જૂદી જૂદી દિશામાં જાયછે.)

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.—સ્થળ, એંજેલોના ઘરમાં એક ઓરડો.

(એંજેલો, ઇસ્કેલસ, એક ન્યાયાધીશ, દારોગો, અમલદારો અને બીજા અનુચરો, પ્રવેશ કરેછે.)

**એંજેલો.**—ખેડુતો ખેતરમાં ચાડીઆ ઉભા કરેછે તે શિકારી પક્ષીઓને બ્હીવરાવવા માટે: ચાડીઆની એકની એકજ સ્થિતિ રહેવાથી તેનાથી બ્હીવાને બદલે પરિચિત થઈ પક્ષીઓ તેના ઉપર આવીને બેસે, અને પોતાનું આરામ-સ્થાન એને બનાવે, એટલામાટે નહિ: કાયદાની સ્થિતિ પણ એવી ન બનવી જોઇએ.

**ઇસ્કેલસ.**—હા, પણ છતાં આપણા શસ્ત્રની ધાર તીક્ષ્ણ રાખી, માત્ર જરીક કાપવું, પણ ભારે વજનની માફક એકદમ પડી માણસને છૂંદી ન મારવું. અફસોસ, આ ગૃહસ્થ કે જેને બચાવવાની હું ઇચ્છા રાખું છું, તેનો બાપ ઘણો ખાનદાન હતો. આપ માત્ર આટલો જ વિચાર કરો—અને આપનો સદ્‌ગુણ મહા સમર્થ છે તે હું જાણુંછું—કે તમારા મનોવિકારની હીલચાલમાં જો વખત અને સ્થળની અનુકૂળતા હોય, અથવા તો ઇચ્છા અને સ્થળની અનુકૂળતા મળે, અગર તમારો વિકાર આગ્રહપૂર્વક એવો બળવાન બને કે તેમાંથી તમારા માનસિક નિશ્ચયનું પરિણામ જ આવે, તો જેને લીધે એને દોષિત ઠરાવી કાયદાની રૂએ સજા કરોછો, તેજ જાતનો દોષ તમારી જીંદગીમાં કોઇ પણ વખતે તમે કર્યો હોત કે નહિ?

**એંજેલો.**—ઇસ્કેલસ, માનસિક મોહ અને પાપ બન્ને જૂદી જૂદી વસ્તુઓ છે. ગુન્હેગારને ગુન્હેગાર ઠરાવી સજા કરતા પંચમાં એક બે કદાચ એવા હોય કે જેણે એજ ગુનો કર્યો હોય, તો તે વાતની હું ના નથી કહેતો. ન્યાય તો પોતાની સમક્ષ જે આવેછે તેનો જ ન્યાય કરેછે. ચોરને ચોર સજાએ પહોંચાડે, તો તેની દરકાર કાયદાને કાંઇ? એતો સુપ્રસિદ્ધ વાત છે કે જે જવાહેર આપણે જોઇએ છીએ તે નીચા વળી આપણે ઉપાડી લઇએ છીએ: કારણ માત્ર એટલું જ કે આપણે એ જોયું; પણ જે વસ્તુ આપણે દેખતા નથી, તેને પગ તળે દાબી તેના ઉપરથી આપણે ચાલ્યા જઇએ છીએ અને એનો વિચાર પણ કદિ આપણને આવતો નથી. મારામાં એવા દોષ છે એમ કહીને એનો દોષ ઓછો છે એમ તમારે કહેવું જોઇએ નહિ. પણ એમ કહો કે જે ગુનાને માટે અત્યારે હું એને આવી સજા કરૂંછું તેજ ગુનો જો મારા ઉપર સાબિત થાય તો હું પણ એજ સજાને પાત્ર ઠરૂં એ નિર્વિવાદ. સાહેબ, એને મોતની જ સજા થવી જોઇએ.

**ઈસ્કેલસ.**—જે આપને યોગ્ય લાગે તે ખરૂં.

**એંજેલો.**—ક્યાંછે દારોગો ?

**દારોગો.**—હાજર છું સાહેબ.

**એંજેલો**—કાલ સવારના બરાબર નવ વાગતે કલૉડિયોને ફાંસીએ ચડાવજે. જે જોઇએ તે પૂરૂં પાડી કાલને માટે એને તૈયાર કરજે, કારણકે એની જીવનયાત્રા ત્યાં પૂરી થાયછે.

(દારોગો જાયછે.)

**ઈસ્કેલસ.**—વારૂ, ઈશ્વર એનાં એ પાપ માફ કરે, અને અમારાં એ માફ કરે! કોઇ પાપથી પાયરીએ ચડે, અને કોઇ સદ્ગુણથી હેરાન હેરાન થાય: પાપના ગીચ જંગલમાંથી કોઇ સહીસલામત નીકળી આવે અને એકે પાપનો જવાબ એને દેવો પડતો નથી; અને કોઈ માત્ર એક જ ભૂલને માટે કઠિન સજા ભોગવેછે.

(એલ્બો, અમલદારો, ફ્રૉથ, અને પૉમ્પી, પ્રવેશ કરેછે.)

**એલ્બો.**—ચાલો, લાવો સાળાને આમ, આવા ભલા લોકો રાજ્યવ્યંડળમાં રહેતા હોય અને સામાન્ય ઘરનો સામાન્ય ગેરઉપયોગ થતો હોય તો હું કાયદાને ઓળખતો નથી: ચાલો, લઈ ચાલો આમ.

**એંજેલો.**— કેમ, શું છે? તારૂં નામ શું? અને આ બધું શું છે?

**એલ્બો.**—મેહેરબાન સાહેબ, હું ગરીબ રાજાજીનો પોલિસ જમાદાર છું; અને મારૂં નામ એલ્બો. ન્યાયના જ દોર ઉપર હું ચાલનારો છું, અને આપની આગળ આ બે જાણીતા સકરમીને લાવ્યોછું.

**એંજેલો.**—સકરમી! વારૂ, કેવા સકરમી છે? અકરમી નહિ?

**એલ્બો.**—મેહેરબાન સાહેબ, સકરમી કે અકરમી એની મને બરાબર ખબર પડતી નથી; પણ મને ખાત્રી છે કે ચોખ્ખા પુલ જેવા તેઓ હરામખોર છે; અને બેરોજગારવિના બેઠા છે, કે જે સારા માણસોનું ભૂષણ છે.

**ઈસ્કેલસ.**—આ ઠીક: આનું નામ ડાહ્યો અમલદાર.

**એંજેલો.**—ઠીક, ઠીક, હવે :—એ ધંધો શો કરેછે? તારૂં નામ એલ્બો કે? કેમ, બોલતો નથી, એલ્બો?

**પૉમ્પી.**—સાહેબ, એ નહિ બોલે : એની એલ્બો (કોણી) આ દેખાય!

**એંજેલો.**—તું કોણ છે!

**એલ્બો.**—કોણ, એ, સાહેબ? કલાલ, સાહેબ; કંઇક ભડવો એ ખરો : સાહેબ, હલકી સ્ત્રીની એ સેવા કરેછે, અને લોકો કહેછે કે એ સ્ત્રીનું ઘર પરામાં હતું તે પાડી નખાવ્યુંછે: અને હવે એ હમામખાનું રાખીને બેઠી છે અને મને લાગેછે કે એ પણ ખરાબખાનું જ છે.

**ઇસ્કેલસ.**—તેં કેમ જાણ્યું?

**એલ્બો.**—મારી સ્ત્રી કે જેને આપની અને પરમકૃપાળુ પરમેશ્વરની સમક્ષ પરમ અપ્રશંસાને પાત્ર હું લેખુંછું—

**ઇસ્કેલસ.**—કોને? તારી સ્ત્રીને?

**એલ્બો.**—હા, સાહેબ :—અને પરમકૃપાળુ પરમેશ્વરનો ઉપકાર માનુંછું કે એ સતી સ્ત્રી છે—

**ઇસ્કેલસ.**—અને એટલામાટે એને અપ્રશંસાને પાત્ર લેખેછે?

**એલ્બો.**—અરે સાહેબ, હું મને પોતાને પણ અપ્રશંસાને પાત્ર લેખું, તેમ આ સ્ત્રીને પણ એવી ગણું, જો એનું ઘર વેશ્યાઓનું વેરાન-સ્થાન ન હોત તો : પણ અફસોસ, એનું ઘર ઘણું ખરાબ છે.

**ઇસ્કેલસ.**—પણ તેં એ જાણ્યું કેમ?

**એલ્બો.**—અરે, સાહેબ, મારી સ્ત્રીથી જાણ્યું : જે જો દુષ્ટ પ્રવૃત્તિવાળી સ્ત્રી હોત તો બદચાલ, છીનાળું કે ગમે તે ગુન્હાને પાત્ર થાત.

**ઇસ્કેલસ.**—અને તે પેલી ઘરધણીઆણીની સહાયથી?

**એલ્બો.**—હા, સાહેબ, પેલી ઓવરડનની સહાયથી; પણ મારી સ્ત્રી એ પુરૂષના મ્હોંમાં થુંકી, તેથી એણે એને ફિટકારી કાઢયો.

**પૉમ્પી.**—સાહેબ, મેહેરબાની કરીને જો મારી વાત સાંભળશો, તો આપને જણાશે કે વાત એમ નથી બની.

**એલ્બો.**—તો આ હરામખોરોની સમક્ષ સાબિત કર, સાળા આબરૂદાર માણસ.

**ઈસ્કેલસ.**—(એંજેલોને) શબ્દો કેવા એ ઉંધી જગાએ મૂકેછે તે સાંભળોછો કે?

**પૉમ્પી.**—સાહેબ, એ ભારેપગી હતી, અને—બેઅદબી માફ—શેકેલી બદામ ખાવાની એને ઈચ્છા થઇ. સાહેબ, એવું બન્યું કે એ વખતે ઘરમાં માત્ર બે જ બદામ હતી, અને તે પણ સાહેબ, તે વખતે એક નાની રકાબીમાં પડી હતી, નાની પણ ચીનાઇ રકાબી મજેની હતી:—આપ નામદારે એ રકાબી જોઇ હશે: બહુ કિંમતી તો નહિ, પણ રકાબી સારી કહેવાય.

**ઈસ્કેલસ.**—ઠીક, ઠીક હવે: રકાબીનું કાંઈ પ્રયોજન નથી.

**પૉમ્પી**—બેશક નથી, સાહેબ, તલભાર પણ નહિ: આપ રાસ્ત કહોછો: પણ હવે મુદ્દાની વાત: તમને કહું કે આ જમાદારની વહુ ભારે-વાઇ હતી: તમને કહું કે, મોટું પેટ; અને તમને કહું કે બદામ ખાવાની એને મરજી થઇ; અને તમને કહું કે ઘરમાં બેજ હતી: કહ્યું કે તે પણ રકાબીમાં; તે આ ફ્રૉથ, તમને કહું કે ખાઇ ગયા: પ્રમાણિકપણે, પૈસા આપીને, તમને કહું કે.—અને બાકી ત્રણ પૈસા મેં તમને પાછા ન આપ્યા, કેમ ખરૂં કે મીસ્તર ફ્રૉથ?

**ફ્રૉથ.**—હા, પૈસા પાછા ન આપ્યા

**પૉમ્પી**—બહુ સારૂં:—અને જો તમને યાદ હોય તો તે વખતે તમે બદામના છોડાં કાઢતા હતા

**ફ્રૉથ.**—હા, હું કાઢતો હતો.

**પૉમ્પી.**—તો ઠીક:—અને તમને યાદ હોય તો મેં તમને કહ્યું હતું કે જો ખોરાકની બરાબર સંભાળ નહિ રાખે તો ફલાણા ફલાણાને કદિ આરામ થવાનો નથી; અને મેં કહ્યું હતું કે—

**ફ્રૉથ.**—આ બધું સાચું.

**પૉમ્પી.**—તો ઠીક, ત્યારે; અને—

**ઇસ્કેલસ.**—ચાલ, ટૂંકું કર; તું ત્રાસદાયક વાતોડિયો છે. મુદ્દાસર વાત કર:—આ એલ્બોની સ્ત્રીને શું કરવામાં આવ્યું હતું કે જેથી ફરિયાદ કરવાનું એને કારણ મળ્યું? ચાલ, એ હકીકતે મને પહોંચાડ.

**પૉમ્પી.**—સાહેબ, એ હકીકતે પહોંચવાને હજી આપને વાર છે.

**ઇસ્કેલસ.**—નહિ, અને મારો એ ઇરાદો પણ નથી.

**પૉમ્પી.**—પણ સાહેબ, આપની રજાથી, આપ ત્યાં પહોંચશો જ, અને આપ નામદારને હું વિનતિ કરૂંછું કે આ મીસ્તર ફ્રૉથને આપ બરાબર જોઇ લો. સાહેબ, વર્ષે બે હજાર રૂપીયા એ કમાયછે, અને એનો બાપ પવિત્ર જગાએ ગુજરી ગયા.—કેમ ખરૂં કે નહિ, મીસ્તર ફ્રૉથ?

**ફ્રૉથ.**—હા, અત્યંત પવિત્ર જગાએ.

**પૉમ્પી.**—તો ઠીક ત્યારે: હું આશા રાખુંછું કે આમાંથી સત્ય તરી આવશે: તમને કહું કે, સાહેબ, એ આરામ-ખુરશીમાં પડ્યા હતા; અને એ ખુરશી, સાહેબ, દ્રાક્ષ-લતા* ઓરડીમાં પડી હતી: જ્યાં બેસવાની બહુ મજા છે, સાહેબ: કેમ, મીસ્તર ફ્રૉથ, ખરૂં કે?

**ફ્રૉથ.**—હા, ખરી વાત; કારણકે એ ઉઘાડી ઓરડી છે અને શિયાળાને માટે ફક્કડ છે.

**પૉમ્પી.**—તો ઠીક ત્યારે: હું આશા રાખુંછુ કે આમાંથી સત્ય તરી આવશે.

---

* ઓરડીનું નામ. શેકસપીઅરના વખતમાં એમ નામ આપવાનો રીવાજ હતો.

**એંજેલો.**—રૂશિયાની લાંબામાં લાંબી રાત્રી પર્યંત આ ટાયલું પહોંચે એવું છે; હું તો હવે જઈશ, અને આ હકીકત આપ સાંભળજો, અને આશા રાખુંછું કે દરેક જણ ફટકાની સજાને યોગ્ય તમને માલમ પડશે.

**ઈસ્કેલસ.**—હું પણ એમ જ ધારૂંછું: પધારજો.

(એંજેલો નીકળે.)

ચાલ, હવે, આમ આવ: આ એલ્બોની સ્ત્રીને શું કરવામાં આવ્યું હતું? એકવાર ફરીને.

**પૉમ્પી.**—એકવાર, સાહેબ? એકવાર એને કશું કરવામાં નથી આવ્યું.

**એલ્બો.**—સાહેબ, હું વિનતિ કરીને કહુંછું કે એને પૂછો કે આ માણસે મારી સ્ત્રીને શું કર્યું?

**પૉમ્પી.**—હા, સાહેબ, હું વિનતિ કરૂંછું: મને પૂછો, સાહેબ.

**ઇસ્કેલસ.**—વારૂ, ત્યારે આ ગૃહસ્થે એ બાઈને શું કર્યું?

**પૉમ્પી.**—સાહેબ, હું વિનતિ કરૂંછું કે આ ગૃહસ્થનું મોઢું જુઓ.—મીસ્તર ફ્રૉથ, નામદારના મ્હોં સામું જુઓ: તમારા ભલા માટે છે:– આપ નામદાર એનું મ્હોં જુઓ છો?

**ઇસ્કેલસ.**—હા, સાહેબ, બરાબર જોઉંછું.

**પૉમ્પી.**—નહિ, સાહેબ, મેહેરબાની કરીને બરાબર જુઓ.

**ઇસ્કેલસ.**—વારૂ, હું જોઉંછું.

**પૉમ્પી.**—કોઇ પણ જાતનો કવા એના મ્હોં ઉપર દેખાયછે?

**ઇસ્કેલેસ.**—બેશક નહિ.

**પૉમ્પી.**—ત્યારે હું કોઇ પણ ચોપડી ઉપર હાથ મૂકી સમ ખાવા તૈયાર છું કે એના શરીરમાં કોઈ પણ ખરાબમાં ખરાબ વસ્તુ હોય તો તે એનું મ્હોં છે. વારૂ, ત્યારે: જો એનું મ્હોં ખરાબમાં ખરાબ છે, તો પછી એલ્બો જમાદારની સ્ત્રીને એ કાંઇ પણ નુકસાન કેમ કરી શકે? આપ નામદાર આનો જવાબ આપો. પછી બીજી વાત.

**ઇસ્કેલસ.**—ખરૂં કહેછે:—જમાદાર, એનો જવાબ શું આપોછો?

**એલ્બો.**—સાહેબ, કૃપા કરીને સાંભળો; પ્રથમ તો એ ઘર પ્રશંસાપાત્ર છે; બીજું આ માણસ પ્રશંસાપાત્ર છે; ત્રીજું એ ઘરની માલેક પ્રશંસાપાત્ર છે.

**પૉમ્પી.**—સાહેબ, હું સમ ખાઇને કહુંછું કે એની સ્ત્રી અમારા કોઈ પણ કરતાં વધારે પ્રશંસાપાત્ર છે.

**એલ્બો.**—હરામખોર, તું જૂઠું બોલેછે! જૂઠું બોલેછે, દુષ્ટ પાપી! મારી સ્રી કોઈ પુરૂષ, સ્રી કે છોકરાં સાથે પ્રશંસાપાત્ર લેખાય એ વખત તો હજી આવે ત્યારે.

**પૉમ્પી.**—પરણ્યા પેહેલાં પણ એની સ્ત્રી એનીજ સાથે પ્રશંસાપાત્ર લેખાતી હતી.

**ઇસ્કેલસ.**—એમાં ડાહ્યું કોણ? ન્યાય કે અન્યાય?—આ વાત સાચી જમાદાર?

**એલ્બો.**—અરે લુચ્ચા! અરે હરામખોર! અરે દુષ્ટ બળી! પરણ્યા પેહેલાં મારી સ્રી સાથે હુંજ પ્રશંસાપાત્ર!—જો કદિ એ મારી સાથે કે હું એની સાથે પ્રશંસાપાત્ર હોઇએ, તો મેહેરબાન, કદિ મને ગરીબ રાજાજીનો અમલદાર ગણશોમા.—સાબિત કર, સાળા દુષ્ટ બળી, સાબિત કર, નહિ તો કાયદા વિરૂદ્ધ માર મારવાની તારા ઉપર ફરિયાદ માંડીશ.

**ઇસ્કેલસ.**—અને જો તને એક તમાચો ચોડી કાઢે તો આબરૂની ફરિયાદ પણ સાથે માંડજે.

**એલ્બો.**—આ સલાહને માટે આપ નામદારનો હું ઉપકાર માનુંછું: આ હરામખોરને શી સજા કરવાનું આપ ફરમાવોછો?

**ઈસ્કેલસ.**—ખરેખર, જમાદાર, જે ગુન્હો એનામાં છે એમ તારાથી બને તો બતાવવાની તું ઇચ્છા રાખેછે, તે ગુન્હો કયો તેની તને જાણ થાય, ત્યાંસુધી એજ રસ્તે એને જારી રહેવા દે.

**એલ્બો.**—સાહેબ, આપનો અત્યંત ઉપકાર થયો.—જોયું, સાળા, દુષ્ટ પાપી, જોયું, શું થયું તે? સાળા હરામખોર, તારે જારી રહેવાનું છે, જારી.

**ઇસ્કેલસ.**—(ફ્રૉથને) ભાઇ, તારૂં વતન ક્યાં?

**ફ્રૉથ.**—સાહેબ, આ વિયેના મારૂં વતન છે.

**ઇસ્કેલસ.**—વર્ષે બેહજાર રૂપીઆ તું કમાય છે?

**ફ્રૉથ.**—હા, સાહેબ, આપની કૃપાથી.

**ઇસ્કેલસ.**—ઠીક; (પૉમ્પીને) અલ્યા, તું શો ધંધો કરેછે?

**પૉમ્પી.**—સાહેબ, કલાલ છું; ગરીબ વિધવાનો કલાલ છું.

**ઇસ્કેલસ.**—અને તારી શેઠાણીનું નામ શું?

**પૉમ્પી.**—ઓવરડન બાઇ.

**ઇસ્કેલસ.**—એકથી વધારે વર એણે કર્યાછે?

**પૉમ્પી.**—નવ, સાહેબ, છેલ્લાએ એને કુલ્લામાં ઉતારી.

**ઇસ્કેલસ.**—નવ!—ફ્રૉથ, આમ આવ. શેઠ, મારી મરજી એવી છે કે તારે કલાલની ભાઇબંધી કરવી નહિ. તને એ નીચોવી લેશે, અને તું અંતે એને લટકતો મૂકીશ: જા, જતો રહે, અને કદિ કાયદાને નામે મારી સન્મુખ આવીશ નહિ.

**ફ્રૉથ.**—આપ નામદારનો હું ઉપકાર માનુંછું; હું તો જ્યારે જ્યારે પીઠામાં ગયોછું ત્યારે ત્યારે નીચોવાઇ જ ગયોછું.

**ઇસ્કેલસ.**—વારૂ, ત્યારે, ફરીથી એવું ન બને, જા. રામરામ.

(ફ્રૉથ જાયછે.)

કલાલ સાહેબ, આમ પધારો. કલાલ સાહેબ, આપનું નામ શું?

**પૉમ્પી.**—સાહેબ, પૉમ્પી.

**ઇસ્કેલસ.**—બીજું કાંઈ.

**પૉમ્પી.**—બુંબડો, સાહેબ.

**ઇસ્કેલસ.**—વાત તો ખરી લાગેછે, કારણકે તારૂં શરીર બુંબડા જેવું જ છે, તેથીકરીને અધમ અર્થમાં તને મહાન્ પૅામ્પી કહીએ તો ચાલે. પૅામ્પી, તું કાંઇ ભડવાઇ પણ કરતો લાગેછે; પૅામ્પી, ગમે તેવી રીતે તું કલાલના ધંધામાં છૂપાવી રાખે, તોપણ એ વાત સ્પષ્ટ છે: કેમ, વાત ખરી કે? ચાલ આમ આવ, અને સાચું બોલ: સાચું બોલતાં તને નુકસાન નહિ થાય.

**પૅામ્પી.**—સાહેબ, નિર્વાહ કરવાની ઇચ્છા રાખનારો હું ગરીબ માણસ છું.

**ઇસ્કેલસ.**—પૅામ્પી, કેવી રીતે નિર્વાહ કરવો? ભડવાઇ કરીને, પૅામ્પી? પૅામ્પી, એ ધંધો કેવો છે? કાયદેસર ધંધો એ કેહેવાય?

**પૅામ્પી.**—હા, સાહેબ, કાયદો રજા આપે તો.

**ઇસ્કેલસ.**—પણ, પૅામ્પી, કાયદો એવી રજા આપતો નથી; તેમ આ વિયેનામાં એવી રજા પણ મળવાની નથી.

**પૅામ્પી.**—જો આપ નામદાર કસબણ અને હરામખોરોને કાયદામાં રાખી શકો, તો ભડવાની ધાસ્તી કોઈ પણ પ્રકારે રાખવી જરૂર નથી.

**ઇસ્કેલસ.**—એને માટે પણ કાયદા નિકળવા લાગ્યાછે, તે પણ વળી હું તને કહુંછું: મોત સિવાય બીજી સજા જ નથી.

**પૅામ્પી.**—આવો જે ગુનો કરે તેને દશ વર્ષ સુધી જો આપ મોતની સજા કર્યા કરશો, તો પછી માથાં મેળવવા માટે આપને જાહેરનામાં કાઢવાં પડશે: અને વિયેનામાં આવો કાયદો દશ વર્ષ સુધી ચાલુ રહેશે, તો પછી શેહેરનું સુંદરમાં સુંદર ઘર ચાર પૈસે એકરનાભાવે મને મળી શકશે. આવું બનેલું જોવા આપ જીવતા રહો, તો કહેજો કે આ બધું પૅામ્પીએ આપને કહ્યું હતું.

**ઇસ્કેલસ.**—પૅામ્પી ભાઇ, બહુ ઉપકાર થયો: અને આ જે ભવિષ્યવાણીનું આપે કથન કર્યું તેના બદલામાં હું કહું તે પણ સાંભળો:— હું તને સલાહ આપુંછું કે તારી કોઇ પણ ફરિયાદ મારી સન્મુખ

આવવી ન જોઇએ; અને જે ધંધો હાલ તું કરેછે તે પણ તું છોડી દેજે, અને પૉમ્પી, તારી કોઇ પણ ફરિયાદ જો મારી પાસે આવી, તો મારતો મારતો તારા તંબુએ તને લઇ જઇશ, અને તારે માટે સખ્ત સીઝર* હું થઇ પડીશ. સ્પષ્ટ કહું તો, પૉમ્પી, તને હું ફટકા મરાવીશ. જા, પૉમ્પી, આ શીખામણ બરાબર ધ્યાનમાં રાખજે.

**પૉમ્પી.**—આવી સારી સલાહને માટે આપ નામદારનો ઉપકાર માનુંછું. (સ્વગત) આપણે તો આપણો ધંધો કાંઇ છોડવાના નથી: એ તો જેવો વખત અને જેવાં ભાગ્ય: ફટકા મારશે! નહિ, નહિ, ફટકા તો ટારડાને હોય. બહાદુર નર તો બીકનો માર્યો કાંઇ ધંધો છોડી દે?

(જાયછે.)

**ઇસ્કેલસ.**—જમાદાર, આમ આવો; આવો, જમાદાર: કેટલાં વર્ષથી રાજ્યની નોકરીમાં છો?

**એલ્બો.**— સાડાસાત વર્ષથી, સાહેબ.

**ઇસ્કેલસ.**—કામ કરવાની તમારી તત્પરતાને લીધે તમે નોકરીમાં જારી રહ્યા હોત તો ઠીક હતું. સાત વર્ષ સાથે, તમે કહોછો?

**એલ્બો.**—અને અરધું ઉપર, સાહેબ.

**ઇસ્કેલસ.**—અફસોસ, તમને તસ્દી બહુ પડી! આટલું બધું તમારી પાસેથી કામ લેવામાં એ લોકો તમને અન્યાય આપેછે; તમારા લત્તામાં કામ કરવા માણસો પૂરતાં નથી?

**એલ્બો.**—છે તો ખરાં, પણ આવી બાબતમાં મારા જેવો હુશિયાર એકે નથી, તેથી તેઓ મનેજ સર્વ કામ સોંપી દેછે: મને પણ કાંઇક મળે ખરૂં, સાહેબ; અને તેથી સૌનું કામ હુંજ કરૂંછું.

---

* રોમના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે કે પૉમ્પીનો હરીફ સીઝર હતો. પૉમ્પી એટલો બળવાન હતો, કે તે મ્હાન્ પૉમ્પી કહેવાતો. એને હરાવી સીઝર સત્તાવાન થયો હતો.

**ઈસ્કેલસ.**—જો ધ્યાન રાખ, અને તારા લત્તામાંથી પાંચ સાત સારાં હુશિયાર માણસોને મારી પાસે મોકલી દેજે.

**એલ્બો.**—આપને ઘેર સાહેબ?

**ઇસ્કેલસ.**—હા, મારે ઘેર : રામરામ.

(એલ્બો જાયછે). કેટલા વાગ્યા હશે.

**ન્યાયાધીશ.**—અગીઆર, સાહેબ.

**ઈસ્કેલસ.**—ચાલો, ત્યારે, આજ આપણે સાથે જમશું.

**ન્યાયાધીશ.**—પહોંચ્યું, સાહેબ : આપનો ઉપકાર માનું છું.

**ઇસ્કેલસ.**—નહિ, ચાલો, સાથેજ જમશું. આ કલૉડિયોના મૃત્યુને માટે હું બહુ દિલગીર છું. પણ લાચાર, ઉપાય નથી.

**ન્યાયાધીશ.**—એંજેલો સાહેબ ખૂબ સખ્ત છે.

**ઇસ્કેલસ.**—અને સખ્તાઇ આવશ્યક પણ છે; વારંવાર દયા બતાવવામાં આવે, તો પછી દયાનું મહત્વ રહેતું નથી. અયોગ્ય ક્ષમાથી વધારે નુકસાન થાયછે : પણ છતાં—બિચારો કલૉડિયો—એનો કાંઇ ઉપાય નથી.—ચાલો, સાહેબ.

(સર્વ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.—સ્થળ, એજ ઘરમાં બીજો ઓરડો.

(દારોગો અને નોકર પ્રવેશ કરેછે.)

**નોકર.**—કોઇની ફરિયાદ એ સાંભળેછે : હમણાં એ બહાર આવશે : તમારા આવવાના ખબર હું એમને આપીશ.

**દારોગો.**—આપો. (નોકર જાયછે.) : જેવી એમની આજ્ઞા ; કદાચ કાંઇક દયા આવે તો આવે. અફસોસ, કેમ જાણે સ્વપ્નામાં થયો હોય, એવો એનો આ ગુન્હો છે! બધા જમાનામાં અને બધી જાતોમાં આ દુરાચાર હોયછે ; અને મોત માત્ર આ કલૉડિયોને જ ભાગે આવેછે!

(એંજેલો પ્રવેશ કરેછે.)

**એંજેલો.**—કેમ, શું છે, દારોગા?

**દારોગો.**—ક્લૉડિયોને કાલેજ દેહાંત કરવો એવી આપની આજ્ઞા છે?

**એંજેલો.**—મેં તને શું કહ્યું? તને હુકમ નથી આપ્યો? શામાટે ફરી પૂછેછે?

**દારોગો.**—કદાચ મારી ઉતાવળ થઇ જાય: આપના જ અદલ ન્યાયમાં મેં જોયું છે કે મોતની સજા અમલમાં મૂકાઇ ગયા પછી સજા કરવા માટે પાછળથી પશ્ચાતાપ થયોછે.

**એંજેલો.**—વારૂ, એ જોવાનું કામ મારૂં છે: તું તારૂં કામ કર, નહિ તો નોકરી છોડી દે, એટલે તારે એ કામ કરવું ન પડે.

**દારોગો.**—આપની માફી માગુંછું:—પ્રસૂતિકાળની વેદના ભોગવતી પેલી જ્યુલિયટનું શું કરૂં? છૂટા છેડા થવાની હવે તૈયારી છે.

**એંજેલો.**—જલદીથી યોગ્ય જગાએ એની વ્યવસ્થા કર.

(નોકર ફરી પ્રવેશ કરેછે.)

**નોકર.**—આપે જેને મોતની સજા કરીછે તેની બ્હેન અહીં દાખલ થવા માગેછે.

**એંજેલો.**—એને બ્હેન પણ છે કે?

**દારોગો**—હા, સાહેબ.—બાઇ બહુ જ સદ્‌ગુણી છે, અને નહિ લીધી હોય તો થોડા જ સમયમાં દીક્ષા લેનાર છે.

**એંજેલો.**—ભલે, આવવા દે. (નોકર જાયછે.) એ છીનાળને એકદમ યોગ્ય જગાએ ફેરવી નાખજે. જેટલી સગવડની જરૂર હોય તેટલી આપવી, વિશેષ નહિ: એને માટે તને હું હુકમ મોકલીશ.

(ઇસાબેલા અને લ્યુસિયો પ્રવેશ કરેછે.)

**દારોગો.**—ઇશ્વર આપને આબાદ કરે! (જવા માંડેછે.)

**એંજેલો.**—જરા રહે:—(ઇસાબેલાને) બાઇ, ભલે આવી! શી ઇચ્છા છે?

**ઇસાબેલા.**—આપ નામદાર કને દુર્ભાગી અરજદાર તરીકે હું આવીછું. કૃપા કરીને મારી અરજ સાંભળો.

**એંજેલો.**—વારૂ, અરજ શી છે?

**ઇસાબેલા.**—જે દુરાચાર ઉપર મારો અત્યંત તિરસ્કાર છે, અને જેને ન્યાયનો સજ્જડ ફટકો લાગવો જોઇએ, તેજ દુરાચારની તરફદારી કરવા માટે મારે આવવું ન જોઇએ, અને છતાં આવવું પડેછે: તેની તરફદારી મારે કરવી ન જોઇએ, પણ કરવી અને ન કરવી—ની વચ્ચે મારા અંતરમાં વિગ્રહ ચાલેછે.

**એંજેલો.**—વારૂ: હકીકત?

**ઇસાબેલા.**—મારે એક ભાઇ છે અને તેને આપે દેહાંત દંડ દીધોછે: તે, હું આપને અરજ ગુજારૂંછું કે મારા ભાઇને નહિ, પણ એના દોષને દંડશો.

**દારોગો.**—(સ્વગત) હૃદય પીગળાવવાની શક્તિઓ ઇશ્વર તારામાં મૂકે.

**એંજેલો**—દોષને દંડ દેવો, અને દોષ કરનારને નહિ? આ ન્યાય કેવો? કોઈ પણ દોષનું આચરણ થયા પેહેલાં પણ એ દોષ તો શિક્ષાને પાત્ર ઠરેલો જ છે; જે દંડ હું કરૂંછું તે દંડ જો માત્ર દોષને જ માથે રહે, અને તે દોષના આચરનારને દંડની સાથે લેવા દેવા ન હોય તો પછી એ દંડની હયાતી માત્ર કાગળ ઉપર જ રહે: મારી સત્તાનું પછી પ્રયોજન પણ શું? એ તો શૂન્ય જ.

**ઇસાબેલા.**—અરે વાજબી પણ સખ્ત કાયદા! ત્યારે મારે ભાઈ હતો.—ઈશ્વર આપની રક્ષા કરો.

(જવા માંડેછે.)

**લ્યુસિયો.**—(ઇસાબેલાને એકકોરે) આમ કેસ છોડી ન દે: જા ફરીને એની આજીજી કર: એને પાયે પડ, એનું અંગરખું પકડી એના કાલાવાલા કર: તારામાં ઉત્સાહ જ કયાંછે? એક ટાંકણી પણ જરી ઉત્સાહપૂર્વક માગવી પડેછે! જા એની પાસે, કહુંછું.

**ઇસાબેલાં.**—ત્યારે એને મુઆ વિના છૂટકો નથી?

**એંજેલો.**—કુમારિકા, બીજો રસ્તો નથી.

**ઇસાએલા.**—હા, છે; મને લાગેછે કે તમારે એને માફી આપવી જોઇએ, અને એટલી દયાને માટે આ લોક કે પરલોકમાં કોઇ દિલગીર થવાનું નથી.

**એંજેલો.**—હું એવું નહિ કરૂં.

**ઇસાબેલા**—પણ મરજી હોય તો કરી શકો ખરા?

**એંજેલો.**—જો, જેની મરજી નથી તે કરી શકતો પણ નથી.

**ઇસાબેલા.**—પણ જે દયાથી મારૂં અંતઃકરણ એના ઉપર લાગણીવાળું થાયછે, એવી જ દયા જો આપના હૃદયમાં વાસો કરે, અને તેથી જો આ લોકમાં કોઇને અન્યાય થતો ન હોય, તો એમ કરો ખરા?

**એંજેલો.**—એના ઉપર સજાનો ઠરાવ પસાર થઇ ગયોછે: હવે બોલવું તે બધું વ્યર્થ.

**લ્યુસિયો.** (ઇસાબેલાને એકકોરે) તારામાં ઉત્સાહ જ ક્યાંછે?

**ઇસાબેલા.**—વ્યર્થ! બેશક નહિ: આ જે શબ્દ હું અત્યારે બોલુંછું તે ધારૂં તો હું પાછો ખેંચી શકું. વારૂ, આટલું તો બરાબર વિશ્વાસથી માનજો કે મહાન્ ચક્રવર્તિ રાજા હોય કે મહાન્ યોદ્ધા હોય, કે ન્યાયનો મોટામાં મોટો અમલદાર હોય, પરંતુ મોટાની મોટાઇ તો ત્યારે કે સત્તા અને દયાને સાથે સંકળાએલાં રાખે. જો એની જગાએ આપ હોત, અને આપની જગાએ એ હોય, તો એની માફક આપનાથી દોષ તો થઇ જાત, પણ આપની માફક એ આમ સખ્ત ન થાત.

**એંજેલો.**—વારૂ, અહીંથી ચાલ્યાં જાઓ.

**ઇસાબેલા.**—હું ઇચ્છુંછું કે ઇશ્વરે તમારી સત્તા મને આપી હોત, અને તમે ઇસાબેલાની સ્થિતિમાં મારી પાસે આવ્યા હો! ત્યારે તમે જેમ કરોછો તેમ હું કરત? બેશક નહિ; ત્યારે ન્યાયાધીશ થવામાં

શું સમાએલુંછે, અને કેદી થવામાં શું સમાએલુંછે તે હું સમજાવત.

**લ્યુસિયો.**—(ઇસાબેલાને એકકોરે) હા, હા, હમ્: ઠીક કહ્યું: એજ રગ પકડી રાખ.

**એંજેલો.**—તારો ભાઈ કાયદાની રાહે શાસન ભોગવેછે, અને તારૂં બોલવું કેવળ વ્યર્થ જાયછે.

**ઇસાબેલા.**—અફસોસ! અફસોસ! સઘળા જીવાત્માઓ ઇશ્વરના અનુગ્રહના ઋણી છે, નહિ તો નિરંતર શાસન તેમને ભોગવવું પડે. ઇશ્વરના* અનુગ્રહના દૃષ્ટાંતથી મનુષ્યોએ અનુગ્રહ કરતાં શીખવું જોઇએ. ઇશ્વર કે જેનો ન્યાય છેવટનો અને સર્વથી શ્રેષ્ટ છે તે, તમે જેવા છો તેવા જ તમને હિસાબમાં લેખે, તો તમારી શી વલે થાય? અરે, સાહેબ, એટલો જ માત્ર વિચાર કરો, તો તમારા મુખમાંથી ઇશ્વરનાં જેવાં જ દયા ભરેલાં વચનો નીકળ્યા વિના કદિ નહિ રહે.

**એંજેલો.**—સુંદર કુમારિકા, હું કહુંછું તેનાથી સંતોષ માન કે તારા ભાઇને શિક્ષા કરનાર હું નથી, પણ કાયદો છે: મારો સગો હોત, ભાઇ હોત, કે મારો પોતાનો પુત્ર હોત, તોપણ થાયછે તેથી ઉલટું ન થાત:—કાલે એનો દેહાંત થશેજ.

---

* ખ્રિસ્તિ ધર્મનો સિદ્ધાંત એવો છે કે પ્રથમ આદમ અને હવાને સરજાવ્યાં અને તેઓ ઇડન નામના બગીચામાં રહેતાં હતાં. અને તેમાં જ્ઞાન-વૃક્ષનાં ફળો કદિ ન ચાખવાં એવી તેમને આજ્ઞા હતી. પણ મનુષ્યના સ્વભાવ પ્રમાણે તેમને જીજ્ઞાસા થઇ અને તે ફળ તેમણે ખાધાં. એ ઉપરથી એવો શાપ એમને થયો કે હવેથી દુનિયામાં પાપ પેસશે અને કોઈ પણ માણસ પાપરહીત નહિ થાય. ઈસુખ્રિસ્ત કે જે ઇશ્વરનો દીકરો લેખાયછે તે વચમાં પડયો અને એવો ઠરાવ થયો કે મનુષ્ય જાતના પાપની જવાબદારી ઈસુખ્રિસ્તે લેવી, અને દરેક મનુષ્યને આ પાપ જે જન્મથી જ વળગ્યુંછે તે બેપ્ટીઝમ નામની ક્રિયાથી ધોવાઇ જાય. તે પછી દરેક માણસની કરણી ઉપરથી મુઆ પછી તે નરકમાં કે સ્વર્ગમાં કાયમ પડયો રહેશે, અને કયામતને દિવસે એ જીવો પાછા સજીવન થઈ ન્યાયને માટે ઈશ્વર સન્મુખ ઉભા રહેશે.

**ઇસાબેલા.**—કાલે જ! અરે, એમાં અત્યંત ઉતાવળ થાયછે! ક્ષમા કરો એને, ક્ષમા કરો! મૃત્યુને માટે હજી એ તૈયાર નથી. પક્ષીઓને પણ રસોડાને માટે તૈયાર થવા દેવામાં આવેછે. પેટ ભરવાની ખાતર આપણે જેટલો વિચાર રાખીએ છીએ તેટલો પણ વિચાર ઇશ્વરના દરબારમાં માણસને મોકલતાં આપણે નહિ રાખીએ? મારા મેહેરબાન સાહેબ, વિચાર કરો, વિચાર કરો. આ ગુન્હાને માટે કોણે મોતનું શાસન ભોગવ્યું છે? ગુન્હો તો ઘણાએ કર્યોછે.

**લ્યુસિયો.**—(ઇસાબેલાને એકકોરે) હા, ઠીક કહ્યું.

**એંજેલો.** આટલા દિવસ સુધી કાયદો અમલમાં આવ્યો નથી, માટે એ નાબુદ થયોછે એમ સમજવાનું નથી. જેણે પ્રથમ ગુન્હો કર્યો તેને જો ચાંપતી શિક્ષા થઇ હોત, તો પાછળથી જે ઘણાએ ગુન્હો કર્યો તેમની હિંમત તે ગુન્હો કરતાં ચાલત નહિ; હવે એ કાયદો જાગ્રત થએલોછે; જે થાયછે તેના ઉપર ધ્યાન રાખેછે; અને જાદુગરની માફક હઝરતી કાચમાં જોઈ કહેછે કે ફલાણી ફલાણી બદચાલો—પછી તે તદ્દન નવી હોય કે જૂનીના ~~પરીચયે~~ જન્મેલી હોય, અને તેથી ધીમે ધીમે સેવાઇ વૃદ્ધિંગત થતી હોય—હવે પછી નાબુદ થવાની છે, અને દિવસે દિવસે ઓછી થવાની છે.

**ઇસાબેલા.**—તોપણ કાંઈક દયા બતાવો.

**એંજેલો.**—ન્યાયની લગામ બરાબર ચલાવવામાં હું મોટામાં મોટી દયા દેખાડુંછું: અને એ દયા બેવડીછે: એકતો, એથી ઘણા અજાણ્યા ઉપર હું દયા રાખુંછું, નહિ તો પાછળથી એ ગુન્હેગાર એમને નડે; અને એના પોતાના ઉપર પણ એથી હું દયા દેખાડુંછું, કારણકે આ એક ગુન્હાની સજા ભોગવતાં એ બીજો ગુન્હો કરવા જીવતો રહેતો નથી. માટે સંતોષ રાખ: તારા ભાઇને કાલે શાસન ભોગવવું પડશે: સંતોષ રાખી ઘેર જા.

**ઇસાબેલા.**—ત્યારે આવી સજા કરનારમાં તમે પેહેલા, અને ભોગવનારમાં મારો ભાઈ પેહેલો : ઓહો, આપણામાં રાક્ષસી બળ હોય તે ઉત્તમ વાત છે; પણ રાક્ષસની માફક એનો ઉપયોગ કરવો એ જુલમગારનું કામ છે.

**લ્યુસિયો.**—(ઇસાબેલાને એકકોરે) બહુ સારૂ કહ્યું.

**ઇસાબેલા.**—ઇંદ્રની માફક જો મોટાં માણસો ગર્જના કરી શકતાં હોત, તો બિચારા ઇંદ્રને કદિ જંપવા જ દેત નહિ; કારણકે દરેક તુચ્છ, નાનો અમલદાર પણ પોતાની સૃષ્ટિમાં ગર્જના જ કર્યા કરત.—ઓ દયાળુ દેવ! તારૂં તીવ્ર અને બળતું વજ્ર નાજુક પુલને છુંદી મારતું નથી, પણ કઠણ, મજબુત, અને ગાંઠાવાળા સાગને ચીરી નાખેછે: પણ અરે માણુસ, મગરૂર ગર્વિષ્ટ માણુસ! થોડી ઘણી, ક્ષણિક, અલ્પાયુષી સત્તાના પોશાકથી મદેમસ્ત બનેલું માણુસ બિચારૂં સમજતું નથી કે જેના ઉપર પોતે દૃઢ વિશ્વાસ રાખી બેઠું છે તેનાથી પોતેજ તદ્દન અજાણ છે—મનુષ્યનો સ્વભાવ બિલોરી કાચના જેવો બરડ છે;—અને ક્રોધે ભરાએલા વાંદરાની માફક મહાન્ પ્રભુની સમક્ષ એવાં વિલક્ષણ અટકચાળાં આદરી બેસેછે કે તેથી ફિરસ્તાઓને રડવું આવેછે; અને એમના સ્વભાવ જો આપણા જેવા હોત, તો હસી હસીને તેઓ મૃત્યુને આધીન થાત.

**લ્યુસિયો.**—(ઇસાબેલાને એકકોરે) અરે, વાહ વાહરે, પક્ષી! હવે એને દયા આવશે. એનું મન ડગ્યું જણાયછે: મને બરાબર સમજાયછે.

**દારોગો.**—ઇશ્વર કરેને એની અરજ સફળ થાય.

**ઇસાબેલા.**—મારા ભાઈની તુલના આપની સાથે હું કરતી નથી, કારણકે જૂદાં જૂદાં માણસોને જૂદે જૂદે માપે માપવાનાં છે. મોટાં

માણસો સંતનું ઉપહાસ કરે તો તેમનામાં એ હુશિયારી ગણાય: પણ નાનાં માણસોમાં એ ધર્મનિંદા જેવું મોટું પાપ ગણાય.

**લ્યુસિયો.**—(ઈસાબેલાને એકકોરે) તું ખરૂં કહેછે: વધારે કહે વધારે.

**ઈસાબેલા.**—મોટા માણસને ક્રોધ થાય તો જીવ ઠેકાણે નથી એમ ખુલાસો થાય; બિચારો નોકર જરીક ચડભડે તો તુરત ગડગડીઉં મેળવે.

**લ્યુસિયો.**—(ઈસાબેલાને એકકોરે) સાવ સાચું તું બોલેછે: વધારે વધારે.

**એંજેલો.**—આ બધું મને તું શામાટે સંભળાવેછે.

**ઈસાબેલા.**—કારણકે સત્તાધારી મનુષ્યને સત્તા મળી એટલે એ માણસ મટી જતું નથી; બીજાની માફક એનાથી પણ ભૂલ થઈ જાયછે. પણ છતાં સત્તામાં એવું એક જાતનું ઔષધ રહેલુંછે કે તેથી દુરાચારની ચામડીને તે સારી રાખી શકેછે. આપના અંતરના અંતરપડમાં પ્રવેશ કરો: અને હૃદય ઉપર હાથ મૂકી ત્યાં પૂછી જુઓ કે મારા ભાઇએ જે ભૂલ કરીછે તેના જેવું ત્યાં કાંઇ છે? અને મારા ભાઇના જેવી ગુન્હેગારી મનુષ્યના સ્વભાવમાં જ રહેલીછે એમ જો તમારૂં હૃદય કબુલ કરે, તો મારા ભાઇની જીંદગી વિરૂદ્ધ તમારી જીભે એક વિચાર પણ ઉચારવો ન જોઇએ.

**એંજેલો.**—(સ્વગત) એ જે બોલેછે તે એવું સાચું બોલેછે કે તેથીકરીને મારી બુદ્ધિ પણ ધીમે ધીમે સતેજ બનતી જાયછે. (ઇસાબેલાને) બહુ સારૂં, આવજો.

**ઇસાબેલા.**—મારા મેહેરબાન સાહેબ, પાછા વળો.

**એંજેલો.**—તેં કહ્યું તેનો હું વિચાર કરીશ;—કાલે ફરીને આવજે.

**ઇસાબેલા.**—સાંભળો હું કેવી રૂશવત આપીશ તે: મારા મેહેરબાન, પાછા વળો.

**એંજેલો.**—કેવી રીતે! મને રૂશવત આપીશ!

**ઇસાબેલા.**—હા, એવી બક્ષીસો આપીશ કે એમાં ઇશ્વર આપની સાથે અર્ધભાગે ઉભો રહેશે.

**લ્યુસિયો.**—(સ્વગત) નહિ તો સઘળું આ ઘડીએ ધૂળધાણી મળી જાત.

**ઇસાબેલા.**—મારી પાસે સોનામોહોરના સિક્કાની ભરેલી થેલીઓ નથી; તેમ કલ્પનાને અનુકૂળ આવે તેવા હીરામોતીના નાના મોટા દાગીના પણ નથી; પણ પ્રાતઃકાળ પેહેલાં દ્વાર ખોલાવી પરમેશ્વરની હજુર પવિત્ર પ્રાર્થનાઓ પહોંચશે, અને તે પણ નિષ્કલંક, અતિ પવિત્ર મનુષ્યોનાં, અપવાસ કરી દીન બનેલી કુમારિકાઓ કે જેનાં અંતઃકરણ આ ક્ષણિક વ્યવહારમાંથી તદ્દન વિરક્ત થએલાંછે તેમનાં—મુખમાંથી નીકળશે.

**એંજેલો.**—વારૂ, કાલે મારી પાસે આવજે.

**લ્યુસિયો.**—(ઇસાબેલાને એકકોરે) ઠીક, બહુ સારૂ થયું! જા, હવે!

**ઇસાબેલા.**—ઇશ્વર આપની રક્ષા કરો.

**એંજેલો.**—(સ્વગત) તથાસ્તુ: કારણકે જ્યાં એકમેકના વિચાર જૂદા છે, ત્યાં મારૂં મન લલચાતું જાયછે.

**ઇસાબેલા.**—કાલે કેટલે વાગે આપ હજુર આવું?

**એંજેલો.**—બપોર પહેલાં ગમે તે વખતે.

**ઇસાબેલા.**—ઇશ્વર આપની રક્ષા કરો.

(ઈસાબેલા, લ્યુસિયો અને દારોગો જાયછે.)

**એંજેલો.**—તારાથી!—તારા સદ્‌ગુણથી જ.—આ શું? આ શું? આ દોષ તે એનો કે મારો? કોનો દોષ વધારે, ફસાવનારનો કે ફસનારનો? એનો દોષ નથી, તેમ એ ફસાવતી પણ નથી. શબ અને પુષ્પ—એ બન્ને ઉપર સૂર્યનો પ્રકાશ તો સરખો જ પડેછે, પણ પુષ્પ ખીલેછે અને શબ કોહી જાયછે: તેમજ, સદ્‌ગુણના સહવાસથી હુંજ ભ્રષ્ટ થતો જઉંછું. હલકી સ્ત્રી કરતાં સાધ્વી સ્ત્રી આપણી

બુદ્ધિને વધારે મોહિત કરી શકેછે એ વાત શું સત્ય હોઈ શકે? પડતર જમીન પુષ્કળ હોય, છતાં દેવમંદીર પાડી તે સ્થળે જાજરૂ ઉભાં કરાવવાની આપણને બુદ્ધિ થશે? અરે ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કારછે! એંજેલો તું શું કરેછે? અથવા, તું તે કેવો છે? જે વસ્તુને લીધે એ અનુપમ છે તેને માટે જ તું એના ઉપર દુષ્ટ નજર કરેછે? અરે, એનો ભાઇ ભલે જીવતો રહે! જ્યારે ન્યાયાધીશો પોતે જ ચોરી કરવા તત્પર બનેછે, ત્યારે ચોરને તો ચોરી કરવાની એક જાતની પરવાનગી મળેછે! એના મુખમાંથી નીકળતાં વચન ફરી સાંભળવાની મને ઇચ્છા થાયછે, એની રમણીય આંખો જોઈ મને ઉત્સવ થાયછે,—આ સઘળું એના ઉપર મારો પ્રેમ થાયછે તેથી હશે? આ કેવી જાતનું સ્વપ્ન છે? અહો, સેતાનનો પ્રપંચ કેવો છે! સંતને ફસાવવા સંતને જ લાલચ તરીકે આગળ ધરેછે! સદ્ગુણના ઉપર પ્રેમ રાખવા જતાં જે લાલચ આપણને પાપમાં પ્રવૃત્ત કરે તે લાલચ ખરેખર જોખમકારક છે: વેશ્યા ગમે તેટલા ફંદ, કળા કે ચાળા કરે, પણ તેના ભણી કદિ પણ આડી આંખે હું જોઉં નહિ: પણ આ સદ્ગુણી બાળાએ મને કેવળ પરવશ બનાવી દીધોછે: અત્યારસુધી માણસોની પ્રેમઘેલછા જોઇ હું હસતો હતો, અને એમ કેમ બનતું હશે તે જોઈ આશ્ચર્ય પામતો.

(જાયછે.)

---

### પ્રવેશ ૩ જો.—સ્થળ, કેદખાનું.

(પાદરીના વેશમાં રાજા અને દારોગો, જૂદે જૂદે રસ્તે પ્રવેશ કરેછે.)

**રાજા.**—ઇશ્વર તારી આબાદી કરે, દારોગા! હું ધારૂંછું કે તું દારોગોજ કે.

**દારોગો.**—હા, દારોગો છું. શી આજ્ઞા છે, કૃપાળુ પાદરી સાહેબ?

**રાજા.**—અમારી પાદરીઓની પવિત્ર ફરજ છે તેથી અને ઉદારતાથી,

અહીં કેદખાનામાં વસતા દુઃખી જીવોની મુલાકાતે હું આવ્યોછું: એમને મળવાનો મારો એક સાધારણ હક છે તે મને આપ, અને એમના ગુન્હા શાશા છે તે મને જણાવ, એટલે એ પ્રમાણે તેમને હું દિલાસો આપું.

**દારોગો.**—એથી પણ વિશેષ જરૂરનું હોય, તો તે પણ કરવા હું ખુશી છું: જુઓ, આ અહીં એક સ્ત્રી આવેછે,—હાલ મારા હવાલામાં છે, કે જેણે પોતાની ચુવાનીની જ્વાળામાં પડીને પોતાનું પાપ જાહેર કરી દીધુંછે: બેજીવવાળી છે, અને જે પુરૂષની એ કૃતિ છે તે પુરૂષને દેહાંતદંડ થયોછે: એ ચુવાન પુરૂષ છે કે જે મરવા કરતાં આવો બીજો ગુન્હો કરવાને વધારે લાયક છે.

(જ્યુલિયટ પ્રવેશ કરેછે.)

**રાજા.**—ક્યારે એને સજા થવાની છે?

**દારોગો.**—મારા ધારવા પ્રમાણે કાલે.—(જ્યુલીયટને) બાઇ, તારે માટે સર્વ વ્યવસ્થા તૈયાર છે; થોડીવાર પછી ત્યાં તને લઇ જઇશ.

**રાજા.**—બાઇ, કરેલા પાપનો તને પશ્ચાતાપ થાયછે?

**જ્યુલિયટ.**—થાયછે, અને શરમની મારી મરી જાઉંછું.

**રાજા.**—તારા અંતઃકરણનો મેલ ધોઇ નાખવાનો રસ્તો તને હું બતાવીશ. અને તારો પશ્ચાતાપ શુદ્ધ છે કે સ્વાર્થી છે તે પણ તપાસી જોઇશ.

**જ્યુલિયટ**—ઘણી ખુશીથી શીખીશ.

**રાજા.**—જે માણસે તને આ દશાએ પહોંચાડી તેના ઉપર તારો પ્રેમ છે?

**જ્યુલિયટ.**—જે સ્ત્રીએ એની એવી દશાએ એને પહોચાડયો તે સ્ત્રીના ઉપર મારો જેવો પ્રેમ છે તેવોજ એના ઉપર છે.

**રાજા.**—ત્યારે એવું જણાયછે કે તમે બન્નેએ સંપીને પાપ કર્યુંછે.

**જ્યુલિયટ.**—એક બીજાની ઇચ્છાથી.

**રાજા.**—ત્યારે એના કરતાં તારૂં પાપ વધારે.

**જ્યુલિયટ.**—બાપજી, કબુલ કરૂંછું અને પસ્તાઉં છું.

**રાજા.**—બહુ સારૂં, બેટા, પણ તારી આવી દુર્દશા થઇ માટે દિલગીરી થાયછે એમ ન હોવું જોઇએ. શારીરિક કે વ્યવહારિક વિપત્તિને લીધે થતો પશ્ચાતાપ ખોટો સમજવો, પાપનો નહિ: કારણકે ધાસ્તીને લીધે જો પાપમાંથી આપણે અળગા રહેતા હોઇએ, તો એ ધાસ્તી જતાં એ પાપ આપણે જાણીજોઇને ફરી કરીએ છીએ.

**જ્યુલિયટ.**—મને પાપનો જ પસ્તાવો થાયછે, અને તેથી આ દુ:ખ હું આનંદથી સહન કરૂંછું.

**રાજા.**—બસ, મનનું સાંત્વન એવી જ રીતે કરજે. તારા પ્રેમીને મોતનું શાસન કાલે થવાનું છે એમ મેં સાંભળ્યું છે, અને હું એની પાસેજ જાઉંછું. જા, ઈશ્વર તારૂં ભલું કરશે. શાંતં પાપં!

(જાયછે.)

**જ્યુલિયટ.**—મોતનું શાસન કાલે જ થવાનુંછે! અરે વ્યર્થ પ્રેમ! જેને માટે મારૂં જીવન રહ્યુંછે, તે તો જાયછે! હાય હાય!

**દારોગો.**—અફસોસની વાત છે.

(સર્વ જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.— સ્થળ, એંજેલોના ઘરનો ઓરડો.

(એંજેલો પ્રવેશ કરેછે.)

**એંજેલો.**—જ્યારે હું પ્રાર્થના કરતાં કરતાં ધ્યાનસ્થ થવાનો વિચાર કરંછું, ત્યારે તુરત પ્રાર્થના અને વિચારના વિષય જૂદા જૂદા થઇ જાયછે: ઈશ્વર તરફ માત્ર ખાલી શબ્દો જ જાયછે, દરમ્યાન જીભ્હાનો અવાજ સાંભળ્યા વિના મારી કલ્પના ઇસાબેલા ઉપરજ સ્થિત થાયછે. પશુની માફક માત્ર નામ મ્હોંમાં વાગોળતો હોઉં તેમ પ્રભુનું નામ માત્ર મુખમાં જ રહેછે, પરંતુ મારા હૃદયમાં તો કલ્પનાએ જાગ્રત કરેલો સબળ પ્રેમપ્રવાહ વહ્યા કરેછે. જે રાજનીતિનો હું અભ્યાસ કરતો હતો તે વારંવાર વંચાવાને લીધે

પરિચિત થઇ ગયોછે અને તેથી નિરસ અને કંટાળાભરેલો મને થઇ પડયોછે: અને મારૂં ગાંભીર્ય, કે જેને માટે—કોઇ સાંભળતું તો નથી—હું આટલો મગરૂર છું તે, નિર્જીવ પીછાંને માટે બદલવા હું તૈયાર થયોછું કે જેની સામે પવન વ્યર્થ અફળાયછે, અને ઉપરાંત પણ કાંઇક આપું. અરે હાકેમી! અરે દંભ! તારા દાંભિક ઉપલા દેખાવમાં ઢંકાઇ રહી કેટલી બધી વાર તું મૂર્ખોને ડરાવી ભય ઉપજાવેછે, અને ડાહ્યા પુરૂષોને તારી ખોટી ગણના કરાવી એમને તું બાંધી લેછે! માટી, તું માટી તે માટીજ. સેતાનના શીંગડાં ઉપર ફિરસ્તાનું નામ લખો: સેતાનનું છોગું એ ન હોય.

(નોકર પ્રવેશ કરેછે.)

કોણ છે? કોણ છે?

**નોકર.**—કોઇ ઇસાબેલા કરીને બાઇ આપની મુલાકાત માગેછે.

**એંજેલો.**—લઇ આવ એને.

(નોકર જાયછે.)

અરે ઇશ્વર, મારા હૃદયમાં લોહી આમ કેમ ધસી આવેછે, અને આ પ્રમાણે જોઇએ તે કરતાં વિશેષ થઇ જવાથી હૃદય કામ કરી શકતું નથી, અને બીજા ભાગ કે જ્યાં એની જરૂર છે ત્યાંથી દોડી આવતું હોવાથી તે ભાગ પણ નકામા થઇ જાયછે? મૂર્ચ્છામાં પડેલાની સાથે મૂર્ખ લોકો પણ આવુંજ આચરણ કરેછે: સઘળા એને મદદ કરવાના ઇરાદાથી આવેછે, અને જે હવા એને જાગ્રત કરવામાં સહાયક બનવાની છે તેનેજ તેઓ રોકી રાખેછે: અને મૂર્ખ અમલદારો પણ પોતાના પ્રિય રાજા પ્રત્યે આવીજ વર્ત્તણુક ચલાવેછે: જે ફરજ પોતાને બજાવવાની છે તે છોડી દઇ હજુરમાં તેઓ ધસી આવેછે, જ્યાં તેમનો અણઘડ પ્રેમ રાજાને માઠું લગાડેછે, અને પોતાનું કામ પણ તેઓ ચૂકેછે.

(ઇસાબેલા પ્રવેશ કરેછે.)

કેમ, સુંદર કુમારિકા?

**ઇસાબેલા.**—આપની ઈચ્છા જાણવા હું આવીછું.

**એંજેલો**—મને પૂછવા કરતાં વગર પૂછ્યે તું જાણી જાય તો હું બહુ પ્રસન્ન થાઉં. તારો ભાઈ જીવી શકે તેમ નથી.

**ઈસાબેલા.**—મેં પણ એમજ ધાર્યું હતું.—ઇશ્વર આપને આબાદ રાખે! (જાયછે.)

**એંજેલો.**—છતાં થોડો વખત કદાચ એ જીવવા પામે: અને એ થોડો વખત કદાચ મારી કે તારી જીંદગી જેવડો થઈ જાય: તથાપિ એનું મોત ચોક્કસ છે.

**ઇસાબેલા.**—આપની સજાથી?

**એંજેલો**—હા.

**ઈસાબેલા**—કૃપા કરીને કહેશો કે કયારે? કે જેથીકરીને દરમ્યાન વખત એ એવી રીતે ગાળે કે તેથી એના આત્માની અધોગતિ ન થાય.

**એંજેલો.**—અહા! આ ભ્રષ્ટ દુરાચારને ફિટકાર છે! ઇશ્વરની કાયદેસર સૃષ્ટિમાંથી જે કોઈ હરકોઇને વિદાય કરે તે જેટલો ગુન્હેગાર છે તેટલો જ ગુન્હેગાર ઇશ્વરની સૃષ્ટિમાં જે ગેરકાયદેસર ચાલી ઉમેરો કરે તે પણ છે. ખૂન કરવામાં ગેરકાયદેસર એક માણસ તમે ઓછું કરોછો, તો જે રસ્તાને ધર્મ અને કાયદો બન્ને નિંદેછે તે રસ્તે જઇ સૃષ્ટિમાં ઉત્પત્તિ કરો તો તે ગેરકાયદેસર હોવાથી તેટલાજ દોષને પાત્ર છે.

**ઈસાબેલા.**—આ સ્વર્ગનો કાયદો છે, પૃથ્વીનો નહિ.

**એંજેલો.**—વારૂ, તું એમ કહેછે? તો ભલે. હમણાંજ દાખલા દલીલથી તારૂં મ્હોં હું બંધ કરીશ. વારૂ: આ બેમાંથી તું કયું પસંદ કરીશ:—કાયદાનો તીવ્ર ન્યાય તારા ભાઇની જીંદગી લે તે, કે તેની જીંદગી બચાવવા જે સ્ત્રીને એણે કલંકિત કરીછે તે સ્ત્રીના જેવી જ રસિક અપવિત્રતાને તારૂં શરીર સોંપી દેવું તે?

**ઇસાબેલા.**—સાહેબ, આટલુંતો સિદ્ધ કે મારા આત્માને ભ્રષ્ટ કરવા કરતાં મારો દેહ છુટી જાય તો ભલે.

**એંજેલો.**—તારા આત્માની હું વાત કરતો નથી: આપણાં પરાણે કરેલાં પાપ માત્ર સંખ્યામાં જ વધારો કરેછે, તેનો હિસાબ આપણે આપવો પડતો નથી.

**ઇસાબેલા.**—એ તમે શું બોલોછો?

**એંજેલો.**—નહિ, એની જવાબદારી હું માથે નથી લેતો; કારણકે જે વાત હું કરૂંછું તેની વિરૂદ્ધ પણ હું બોલી શકુંછું. આટલો જવાબ આપ:— દેશનો કાયદો અત્યારે મારે મુખે બોલેછે, અને તારા ભાઇની જીંદગી લેવાનો મેં ઠરાવ આપ્યોછે: આ ભાઇની જીંદગી બચાવવા પાપમાં પણ કાંઇ ઉદારતા હોઇ શકે કે નહિ?

**ઇસાબેલા.**—જો આપ એમ કરવાની કૃપા કરો, તો મારા આત્માના જોખમે પણ હું માથે લઉંછું કે એમાં પાપ બિલકુલ નથી, માત્ર ઉદારતાજ છે.

**એંજેલો.**—તારા આત્માના જોખમે એ કરવાની તેં કૃપા કરી, તો પાપ અને ઉદારતા બન્ને વજનમાં સરખાં.

**ઇસાબેલા.**—હું મારા ભાઇની જીંદગી માગુંછું, અને તેમાં જો પાપ હોય, તો હે ઇશ્વિર, એ પાપ મારે માથે! અને તમે મારી વિનતિ સ્વીકારો, અને તેમાં પાપ હોય, તો હમેશાં પ્રાતઃકાળે ઉઠી એવી પ્રાર્થના કરીશ કે એ પાપ મારે નામે ચડે, અને તમારે તેની સાથે લેવા દેવા નહિ.

**એંજેલો.**—નહિ, એમ નહિ; તું વાત બરાબર સાંભળતી નથી: હું કહું છું કાંઈ, અને તું સમજે છે કાંઈ. કાંતો તું કેવળ અજ્ઞાન છે, અને કાંતો ચતુરાઈથી એવો દેખાવ તું કરેછે, અને એ વાત સારી નહિ.

**ઇસાબેલા.**—કેવળ અજ્ઞાન, અને કશામાં સારી નહિ, એવી હોઉં તો

ભલે એવી રહી: પરંતુ ઈશ્વરની કૃપા મારી અયોગ્યતાથી મને જાણીતી રાખે એટલે થયું.

**એંજેલો.**—આ પ્રમાણે ડાહાપણ પોતે જ પોતાની અવજ્ઞા કરીને અત્યંત તેજસ્વી જણાવાની ઇચ્છા રાખેછે: અને એજ પ્રમાણે જ્યારે સ્વરૂપવાન સ્રી લબકઝબક પોતાનું મ્હોં દેખાડેછે ત્યારે જેવી સુંદર દેખાયછે તેવી સુંદર જો છૂટે મ્હોંએ ચાલી જાય તો નથી દેખાતી.—પણ જો, ધ્યાનમાં રાખ: તને સ્પષ્ટ સમજાય માટે હું સ્પષ્ટ બોલીશ. તારા ભાઇને મોતનું શાસન છે.

**ઇસાબેલા**—છે.

**એંજેલો.**—અને એનો ગુન્હો એવો છે કે આવી સખ્ત સજા કરીએ તો થાય.

**ઇસાબેલા.**—વાજબી.

**એંજેલો.**—તો એની જીંદગી બચાવવાનો આ સિવાય બીજો કોઇ રસ્તો નથી એમ સમજ,—અને તે પણ હું માથે નથી લેતો, માત્ર વાત સમજવા સ્પષ્ટ કહુંછું—કે તું એની બ્હેન છે. હવે કોઇ માણસ એવો છે કે એની ન્યાયાધીશ ઉપર લાગવગ ચાલે તેમ છે, અથવા તો એની પોતાની પદવીજ એવી મોટી છે કે એ તારા ભાઇને કાયદાના આ સખ્ત બંધનમાંથી છૂટો કરી શકે તેમ છે: અને એ ભાઈની જીંદગી બચાવવા કાંતો તારા શરીરનો ખજાનો એને લૂટવા દેવો, અથવા તો તારા ભાઇને મરવા દેવો, આ સિવાય આખી દુનિયામાં બીજો કોઇ ઉપાય નથી: તો આવે વખતે તું શું કરે?

**ઇસાબેલા.**—જેટલું મારે પોતાને માટે કરૂં તેટલું બિચારા મારા ભાઇને માટે કરૂં: એટલેકે, જો મોતની શરત મારે માથે હોય, તો સખ્ત ફટકાના ચાઠાંને હું સુંદર ઘરેણાં ગણું, અને કેમ જાણે કે

ઘણા દિવસની ચાહના હોય તેમ મોતની પથારી ઉપર ઘણી ખુશીથી સૂઈ જાઉં; પણ શરીરને ભ્રષ્ટ થવા ન દઉં.

**એંજેલો.**—ત્યારે તારા ભાઇનો જીવ જશે.

**ઈસાબેલા.**—અને એજ વધારે સારો રસ્તો છે: ભાઇને છોડવવા જતાં જો બ્હેન કાયમને માટે મૃત્યુવત્ બનતી હોય, તો ભાઇ એકદમ મરે તેજ સારૂં.

**એંજેલો.**—ત્યારે હમણાંજ જે કાયદાના શાસનને નિર્દય કહી તું વખોડતી હતી, તેના જેવી જ તું પણ નિર્દય નથી?

**ઇસાબેલા.**—આત્માની અધોગતિ વ્હોરીને માફી અપાવવી તેમાં, અને બિનશરત માફીમાં, આસમાન જમીનનો ફેર છે: ભ્રષ્ટ, દુર્ગંધી છૂટકારાની સાથે વાજબી દયા કંઇ પણ જાતનો સંબંધ રાખતી નથી.

**એંજેલો.**—થોડા વખત પેહેલાં તું કાયદાને જુલમગાર ગણતી હતી; અને તારા ભાઇની ભૂલને દુરાચાર નહિ, પણ વિલાસી મઝા તું કહેતી હતી.

**ઇસાબેલા.**—અરે, સાહેબ, કૃપા કરીને મને માફ કરો; જે વસ્તુ કરવાની આપણી ઇચ્છા હોય, તે વસ્તુ થાય એટલામાટે જે આપણા મનમાં પણ નથી હોતું તે ઘણી વખત આપણા મ્હોંમાંથી બહાર નીકળી જાયછે: મારા ભાઈ ઉપર મારો અત્યંત પ્રેમ હોવાને લીધે તેના ફાયદાની ખાતર જેના ઉપર મારો તિરસ્કાર છે તે દોષને પણ હું આચ્છાદિત કરતી હતી.

**એંજેલો.**—આપણે બધા ઇશ્વરના ગુન્હેગાર છીએ.

**ઈસાબેલા.**—માટે જ કહુંછું કે પુરૂષોની સામાન્ય નિર્બળતા મારા ભાઇ એકલામાં જ હોય, તો મૃત્યુનું શાસન એને વાજબી છે.

**એંજેલો.**—નહિ, સ્ત્રીઓ પણ ઇશ્વરની ગુન્હેગાર હોયછે.

**ઇસાબેલા.**—હા, જે અરીસામાં પોતાનું મુખ જુએછે તેના જેવી જ; અને તેથી પ્રતિબિંબ પડયું કે તુરત ભાંગવા માંડેછે. સ્ત્રીઓ! અરે પ્રભુ! એમનાં નબળા મનનો લાભ લઇને પુરૂષો જ સ્ત્રીઓને પતિત કરેછે. નહિ, અમે તો દશગણી ગુન્હેગાર છીએ એમ કહો તો ચાલે, કારણકે અમારા નાજુક ચેહેરાના જેવી જ અમે નાજુક હોઇએ છીએ, અને એવી ભોળી હોઇએ છીએ કે જૂઠી વસ્તુને પણ સાચી માનીએ છીએ.

**એંજેલો.**—એ હું બરાબર સમજુંછું. છઇએ તેના કરતાં વધારે દૃઢ આપણે થઇ શકીએ એમ નથી.—વારૂ ત્યારે, તારી જાતિ વિષે તુંજ જે સાક્ષી પૂરેછે તેથી જરા વધારે હિંમતવાન બની હું બોલુંછું.—તેં જે વાત કરી તે વાતનેજ સાચી માની હું પકડી રાખુંછું. તું સ્ત્રી છે, તો સ્ત્રીજ હવે થા: જો એથી વિશેષ તું થાય, તો તું સ્ત્રીજ નથી; અને જો તું સ્ત્રીજ હોય,—અને બહારનાં સર્વ લક્ષણોથી તું સ્ત્રીજ જણાઈ આવેછે—તો તે અત્યારે સાબિત કરી આપ, અને સ્ત્રીને નિર્મિત પોશાક પેહેરી લે.

**ઇસાબેલા.**—મારી પાસે તો માત્ર એક જ જાતની ભાષા છે કૃપાસાગર, કૃપા કરીને પ્રથમ બોલતા હતા તેવી ભાષા વાપરો.

**એંજેલો.**—ત્યારે સ્પષ્ટ સમજ કે તારાથી હું પ્રેમ-મોહિત છું.

**ઈસાબેલા.**—મારો ભાઈ પણ જ્યુલિયટપર પ્રેમ-મોહિત હતો; અને તમે કહોછો કે એટલા જ કારણથી એનો જીવ જશે.

**એંજેલો.**—ઈસાબેલા, તારો પ્રેમ તું મને આપે, તો એનો જીવ નહિ જાય.

**ઇસાબેલા.**—હું જાણું છું કે આપના સદ્‌ગુણમાં આવો પણ અધિકાર રહેલોછે, અને બીજાની આમ પરીક્ષા કરવા જતાં પોતાનો યશ એ કાંઈક ગુમાવેછે.

**એંજેલો.**—હું પ્રમાણિકતાથી કહુંછું તે વિશ્વાસપૂર્વક માનજે કે જેવો મારો અંદરથી ઇરાદો છે તેવા જ મારા બહારથી શબ્દો છે.

**ઇસાબેલા.**—અહા! નાની પ્રમણિકતાનો મોટો વિશ્વાસ, અને અત્યંત દુષ્ટ ઈરાદો! દંભ, દંભ, કેવળ ઢોંગ! એંજેલો, હું તને છતો પાડીશ; ધ્યાન રાખજે: આઘડીએ જ—હાલને હાલ મારા ભાઇને માફી-પત્ર લખી મોકલ, નહિ તો ગળું ફાડીને લોકોને કહીશ કે તું કેવી જાતનો માણસ છે.

**એંજેલો.**—ઇસાબેલા, તારૂં માનશે કોણ? નિષ્કલંક નામ, ઉગ્ર અને સખ્ત જીવન, તારા વિરૂદ્ધ મારૂં વચન, અને રાજ્યમાં મારો દરજ્જો,—આ સઘળું મારી તરફેણમાં છે અને તારે માટે આ સર્વ એટલું તો વિશેષ થઈ પડશે કે તારૂં બોલવું ટીટોડીની માફક દબાઈ જશે, અને તારે માથે પરનિંદાનો દોષ આવશે. મારા મુખમાંથી વાત નીકળી ગઈછે અને હવે મારા વિકારની લગામને હું સ્વતંત્ર મૂકી દઉંછું: મારા તીવ્ર વિષયાભિલાષને અનુકૂળ તારી ઇચ્છા કર: કરગરાવીને આપવાથી આપ્યાનું ફળ અને ઉદ્દેશ નષ્ટ પામેછે, માટે શરમથી ઉપજતી ઢીલ અને મનની સુઘડતા એકકોરે મૂકી દે: મારી ઇચ્છાને અનુકૂળ થઇ તારા ભાઇને છોડાવ, નહિ તો એનો જીવ જશે એટલુંજ નહિ, પણ તારી નિર્દયતા એનું મૃત્યુ પણ નિર્દય બનાવશે—એને રીબી રીબીને હું મારીશ. જોઇએ તો આનો જવાબ કાલે દેજે, પણ અનુકૂળ થઇને આવજે, નહિ તો જે તીવ્ર વિકારથી દોરવાઇ હું કામ કરૂંછું તે તારા ભાઇ ઉપર મને જુલમગાર ખરેખર સાબિત કરી આપશે. તું કહેછે કે મને તું છતો પાડીશ; તો જા, બોલવું હોય તેમ બોલજે, બાકી કાંઈ રાખીશ નહિ: તારૂં સાચું અને મારૂં ખોટું: પણ તારૂં નહિ મનાય, અને મારૂં મનાશે.

(જાયછે.)

**ઇસાબેલા.**—

*ક્યાં જઇ કોને કહું ! દશાનો દોર જો !
શિયાળવું સાધુ થયું, તેનો ઉપાય શો ? ક્યાં જઇ૦

ગરીબની ગરીબાઇમાં સાચું તણાઇ જાય,
સૌ મોટાની મોટાઇના દંભે દબાઇ જાય. ક્યાં જઇ૦

ક્રૂર મુખમાંહિ ઝબાન એકની છે એક
વખતે સાચું-વખતે જુઠું, છે મરજીનો જ વિવેક. ક્યાં જઇ૦

મરજી અમારો કાયદો, મરજી અમારો દેવ,
મરજી મહીં આખું જગત,—છે જુલ્મીની એ ટેવ. ક્યાં જઇ૦

કૂતરૂં ધર્માસને ચડી બેઠું છે આજ
પણ મારો ઇલાજ શો !—પ્રભુ ! તું રાખે લાજ. ક્યાં જઇ૦

ચાલ, મારા ભાઇ પાસે જાઉં : જો કે વિકારના આવેશમાં એ પતિત થયોછે એ વાત ખરી, તથાપિ એનું હૃદય એટલું ઉદાર અને આબરૂદાર છે કે એક તો શું, પણ એને વીશ શરીર હોય તો તે પણ પોતાની બ્હેનની પવિત્ર આબરૂની ખાતર નિઃશંક મનથી અર્પણ કરી દે ; ત્યારે હવે.

શુદ્ધ રહેજે ઇસાબેલા, ભાઇ ભલે મરે,
અમને અમારા ભાઇથી, છે લાજ પ્રિય ખરે. ક્યાં જઇ૦

**તથાપિ દુષ્ટ એંજેલોની દુષ્ટ માગણીથી હું તેને વાકેફ કરીશ, કે જેથીકરીને એનું ચિત્ત મૃત્યુને અનુકૂળ થતાં એનો આત્મા શાંતિ પામે.**

(જાયછે.)

* "નથી સુખ સુંદરી સદાકાળ કોઇનું નભ્યું અને નભનાર" એ રાહ.

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.—સ્થળ, કેદખાનું.

(પાદરીના વેશમાં રાજા અને દારોગો, ક્લૉડિયોની પાસે આવેછે.)

**રાજા.**—ત્યારે એંજેલો તને માફ કરશે એવી આશા તું રાખેછે?

**ક્લૉડિયો**—દુર્ભાગીના નશીબે આશાનુંજ ઔષધ રહેછે: જીવવાની આશા છે, અને મરવાને તૈયાર છું.

**રાજા.**—મૃત્યુની ખાત્રી રાખવી: તેથી જીવવું કે મરવું—બેમાંથી ગમે તે બની આવે, પણ તે દિલાસાકારક થઇ પડેછે. જીંદગી વિષે આવો વિચાર કરવો:—તને ગુમાવતાં એવી વસ્તુ હું ગુમાવુંછું કે જેનાથી માત્ર મૂર્ખાઓ જ રાજી રહે: માત્ર તું શ્વાસ છે—પવન છે, કેવળ આકાશી સત્તાઓને આધીન છે, અને જે ખોળીઆમાં તું રહેછે, તેને પળે પળે તું પીડા આપેછે; માત્ર, મૃત્યુ તને મૂર્ખ જ બનાવેછે: કારણકે મૃત્યુથી નાશી જવા તું નિરંતર પ્રયાસ કરેછે, અને છતાં નિરંતર તેની નજીક જ તું જતી જાયછે. સ્વભાવે તું ઉચ્ચ નથી, કારણકે જે જે સગવડો તને મોજુદ છે, તે કેવળ ગંદકીમાંથી જ તને પ્રાપ્ત છે. બેશક તું બહાદુર તો નથી જ, કારણકે ગરીબ જંતુના નાજુક અને નરમ આંકડાથી પણ તું બ્હીએછે. સર્વોત્તમ આરામ નિદ્રા છે, અને તે મેળવવા તું પ્રયત્ન કરેછે, અને છતાં મૃત્યુથી તું અત્યંત ડરેછે, અને મૃત્યુ એ નિદ્રાથી વિશેષ કશું નથી. તારી હસ્તીનો આધાર પણ તારા ઉપર નથી, કારણકે ધૂળમાંથી ઉત્પન્ન થતા હજારો કણ ઉપર એનો આધાર છે. તું સુખી પણ નથી, કારણકે તારી પાસે નથી તે મેળવવા તું દોડેછે, અને છે તેને વિસરી જાયછે. તું નિશ્ચિત પણ નથી; કારણકે ચંદ્રની માફક તારો ચેહેરો પણ વિચિત્ર ફેરફાર અનુભવેછે. તવંગર હોય, તોપણ તું ગરીબ છે; કારણકે સોનાથી

ભરેલાં છાલકાં જેની પીઠ ઉપર છે એવા ગધેડાની માફક માત્ર દ્રવ્યની સાથે તું મુસાફરી જ કરેછે, અને મૃત્યુને દ્વારે બોજાથી તું મુક્ત થાયછે. તારે કોઈ સ્નેહી પણ નથી; કારણકે તારાં પોતાનાં આંતરડાં, જેના ઉપર તું મુખત્યાર છે, અને જે તારા પોતાના જ કટિ-પ્રદેશની ઉત્પત્તિ માત્ર છે, તેજ તારૂં મૃત્યુ કરાવતા વાતરોગ, સંધીવા, અને ધાધરને નિરંતર શાપ આપ્યા કરેછે. તારે યુવાની પણ નથી, તેમ ઘડપણ પણ નથી, પણ કેમ જાણે કે જમ્યા પછીનો આરામ હોય તેમ બન્નેનાં તને સ્વપ્નાં આવેછે; પણ આનંદશીલ તારી આખી યુવાની કેમ જાણે કે વૃદ્ધ થઈ ગઈ હોય તેમ લાળ મૂકતી વૃદ્ધાવસ્થાને માટે ભિક્ષા માગેછે, અને જ્યારે તું વૃદ્ધાવસ્થામાં તવંગર બનેછે, ત્યારે તારી માયા ભોગવી શકવાની સ્થિતિમાં તું રહેતી નથી, કારણકે યુવાનીની ગરમી, સૌંદર્ય, પ્રેમ અને તંદુરસ્ત અવયવ જતાં રહેછે. ત્યારે હવે જીંદગીને જીવન કહીએ એવું રહ્યું શું? છતાં આ જીવનમાં હજારો મૃત્યુઓ સંતાએલાં પડ્યાંછે; અને છતાં આ સઘળામાંથી છોડવતા મૃત્યુથી આપણે ડરીએ છીએ.

**ક્લૉડિયો.**—નમ્રતાથી હું આપનો ઉપકાર માનું છું. મને માલમ પડયું કે જીવવાનો પ્રયાસ કરવો એ મૃત્યુ શોધવા જેવું છે; અને મૃત્યુનો પ્રયત્ન કરતાં જીંદગી મળેછે: માટે ભલે મૃત્યુ આવે.

**ઇસાબેલા.**—(બહારથી) અરે, હો! અંદર કોણ છે? પ્રભુ સૌનું કલ્યાણ કરે.

**દ્વારોગો.**—કોણ છે એ! આવો અંદર: તારી શુભેચ્છાને આદર ઘટેછે.

**રાજા.**—ભાઇ, હમણાં હું તારી ફરી મુલાકાતે આવીશ.

**ક્લૉડિયો.**—મહારાજ, કૃપા થઈ.

(ઈસાબેલા પ્રવેશ કરેછે.)

**ઇસાબેલા.**—ક્લૉડિયોની સાથે મારે થોડુંક કામ છે.

**દારોગો.**—ઘણું જ સારૂં.—ભાઇ કલૉડિયો, આ તમારી બ્હેન આવ્યાંછે.

**રાજા.**—દારોગા, કહું તે સાંભળીશ?

**દારોગો.**—બેશક કહો

**રાજા.**—એ બે જણાં વાત કરે તે છૂપાઇને હું સાંભળું તેમ ગોઠવણ કરી આપ.

(રાજા અને દારોગો જાયછે.)

**કલૉડિયો.**—કેમ, બ્હેન, કાંઇ આશા?

**ઇસાબેલા.**—આશા જેવી આશા. બહુ જ ઉત્તમ છે, બહુ જ ઉત્તમ છે. મેહેરબાન એંજેલો સાહેબને સ્વર્ગમાં પત્ર પાઠવવાનો હોવાથી તને પોતાના એલચી તરીકે ઉતાવળથી મોકલવાને એ ઇન્તેજાર છે, અને ત્યાં તારે કાયમ રહેવાનું થશે: એટલામાટે ત્વરાથી એ મુસાફરીને માટે સર્વોત્તમ તૈયારીઓ કરી લેજે: કાલે મુસાફરીએ ચડવાનું છે.

**કલૉડિયો.**—બીજો કાંઇ ઇલાજ નથી?

**ઇસાબેલા.**—કોઇ નથી;—એક ઉપાય છે, પણ તેથી મસ્તક ઉગરે પણ હૃદયનાં બે ફાડચાં થાય.

**કલૉડિયો.**—પણ ઉપાય છે ખરો?

**ઇસાબેલા.**—હા, ભાઇ, ઉગરવાનો ઉપાય છે ખરો. જો તારી મરજી હોય તો ન્યાયાધીશમાં રહેલો સેતાન દયા દેખાડવા ખુશી છે, પરંતુ તેથી તારી જીંદગી સ્વતંત્ર બનશે, પણ મૃત્યુપર્યંત બંધનમાં રહેવું પડશે.

**કલૉડિયો.**—કાયમનું કેદખાનું?

**ઇસાબેલા.**—હા, એજ: કાયમનું બંધીખાનું.—આખી દુનિયામાં હરવું ફરવું, પણ અમુક જાતની સ્વતંત્રતા નહિ.

**કલૉડિયો.**—પણ તે કેવી જાતની છે?

**ઇસાબેલા.**—એવી જાતની કે જો તું એ કબુલ કરે તો તારા દેહમાંથી આબરૂની ચામડી એ ઉતારી લે, અને તને નિર્લજ્જ બનાવી મૂકે.

**કલૉડિયો.**—મુદ્દાની વાત મને જણાવ.

**ઇસાબેલા.**—અરે, મને ધાસ્તી રહેછે, ભાઇ; અને મને કંપારી છૂટેછે કે રખેને નિરંતરની આબરૂ ગુમાવી છ સાત વર્ષની ખાતર ભ્રષ્ટતાથી ભરપુર જીંદગી ભોગવવાની તને ઇચ્છા થઇ જાય. મરવાની હિંમત તારામાં છે? મૃત્યુનું દુઃખ માત્ર કલ્પનામાં જ વિશેષ છે: અને જે વંદાને આપણે પગતળે ચાંપી નાખીએ છીએ તેનું મરતી વખતનું શારીરિક દુઃખ તો રાક્ષસના મૃત્યુ જેટલું જ હોયછે.

**કલૉડિયો.**—આટલી શરમમાં તું મને શામાટે નાખેછે? પુલ જેવી નાજુકતામાંથી મારી દૃઢતા દૃઢતર થશે એમ તું ધારેછે? જો મારે મરવાનું જ છે, તો મૃત્યુના અંધકારને હું પ્રિયાની માફક ભેટીશ એ નિઃસંશય સમજજે.

**ઇસાબેલા.**—હાં, આ બોલ્યો તે મારો ભાઈ બોલ્યો! મારા પિતાનો શૂરવીર અવાજ આમ તારા મુખે બોલેછે! હા, ભાઈ, તારે મરવાનું છે. મને ખાત્રી છે કે ભ્રષ્ટ રસ્તે તારી જીંદગી ઉગરતી હોય, તો તે તારે નથી જોઇતી. બહારથી સંત જેવો દેખાતો આ હાકેમ અંદરથી મલીન પિશાચ છે, અને માત્ર એનો જામેલો દેખાવ અને યુક્તિસહ વચનો યુવાનિઆઓનો નાશ કરેછે અને બાજની માફક મૂર્ખાઇઓપર ભમતો જણાયછે: પણ પિશાચ છે. અંદરથી જો એનો ગાળ કાઢી નાખવામાં આવે, તો નરકના જેવું ઉંડું તળાવ હોય એવો એ છે.

**કલૉડિયો.**—આ મહા પવિત્ર એંજેલો?

**ઇસાબેલા.**—અરે, માત્ર નરકનો પ્રપંચી પોશાક છે; પવિત્રતાના જૂઠા આડંબર નીચે કેવળ દંભ અને પ્રપંચનું ખોળીયું છૂપાએલું રહેલું છે. ભાઈ કલૉડિયો, વિચારમાં પણ ઉતરેછે!—જો એની વિષયેચ્છાને આધીન મારૂં શરીર સોંપું તો તું બચી જાય ખરો.

કલૉડિયો.—અરે ઇશ્વર! એવું કદિ ન બને.

ઇસાબેલા.—હા, જો હું દુષ્ટ પાપમાં પડું, તો એ તને જીવતો રાખે; અને કાયમનું અપમાન એ તને આપે. મુખે જે બોલતાં મને ધિક્કાર છૂટેછે તેને માટે આજ રાત્રિનો વાયદો છે; જે વાયદો હું ન સાચવું તો કાલે તારે મરવું પડે.

કલૉડિયો.—બેશક તારે એમ નજ કરવું.

ઇસાબેલા—અરે, તારે બદલે મારે મરવું એમ જો એણે કહ્યું હોત તો એક ટાંકણીની માફક ઘણી ખુશીથી તારા છૂટકા બદ્દલ મારૂં શરીર હું ફેંકી દેત.

કલૉડિયો.—વા'લી ઇસાબેલા, તારો બહુ આભાર માનુંછું.

ઇસાબેલા.—ત્યારે, ભાઈ, કાલે મૃત્યુને માટે તૈયાર રહેજે.

કલૉડિયો—ઘણી ખુશીથી.—ત્યારે એનામાં વિકાર પણ છે હેં? કે જેથી-કરીને અમલમાં મૂકતી વખતે પણ એજ કાયદાનો પોતે જ તિરસ્કાર કરવા તૈયાર થઇ જાયછે? ત્યારે એમાં કાંતો પાપ નથી, અને છે તો સાતમાં* સૌથી નાનામાં નાનો એ દોષ.

ઇસાબેલા.—કયો દોષ નાનામાં નાનો?

કલૉડિયો.—આટલોબધો એ ડાહ્યો છે, અને એ પાપ જો નરકને પાત્ર હોત તો ક્ષણિક સુખને માટે નિરંતર નરકવાસી થવા આમ પ્રયત્ન એ શા માટે કરત?—અરે ઇસાબેલા!

ઇસાબેલા.—મારા ભાઇને શું કહેવું છે?

કલૉડિયો.—મૃત્યુ ભયાનક વસ્તુ છે.

ઇસાબેલા.—અને અપકીર્ત્તિનું જીવન ધિક્કાર ભરેલું છે.

કલૉડિયો.—પણ મરવું અને કયાં જવું છે તેની ખબર વિના ચાલ્યા

---

* નીચે પ્રમાણે સાત પાપ ગણાયછે:— (૧) ગર્વ, (૨) ઇર્ષ્યા, (૩) ક્રોધ, (૪) આળસ, (૫) લોભ, (૬) અકરાંતીઆપણું, (૭) છીનાળું.

જવું; * થંડી માટીમાં અવરોધિત બની પડ્યા રહેવું અને સડવું; આ ગરમ મીઠી ગતિને ગુંદીને પીંડો બનાવવો; અને અહીં આનંદ ભોગવતા આત્માને અગ્નિના પ્રવાહમાં નાહ્યા કરવું, અથવા બરફના ચોસલાવાળા થંડા પ્રદેશમાં વાસો કરવો; અદૃશ્ય પવનમાં ગોંધાઈ રહેવું, અને લટકતી પૃથ્વીની આસપાસ જોસથી આમ તેમ અફળાયા કરવું; અથવા તો દુષ્ટ અને અનિશ્ચિત વિચારો જે જે કલ્પના કરે તે તે ભોગવવી:—આ બધું અતિ ભયંકર છે. મૃત્યુની જે જે કલ્પના આપણે કરીએ છીએ તેના પ્રમાણમાં આ દુનિયાની ગમે તેવી જીંદગી પણ સ્વર્ગતુલ્ય છે, પછી તે જીંદગી અત્યંત કંટાળાભરેલી અને અત્યંત ધિક્કારવા લાયક હોય, કે વૃદ્ધાવસ્થા, દુઃખ, નિર્ધનતા, કે બંધીખાનાથી દૂષિત થએલી હોય તોપણ તેની ફિકર નહિ.

**ઈસાબેલા.**—અફસોસ! અફસોસ!

**કલૉડિયો.**—પ્રિય બ્હેન, મને જીવિતદાન આપ. ભાઈની જીંદગી બચાવવા તું જે પાપ કરીશ તેના તરફ ઈશ્વરની ન્યાય-બુદ્ધિ એટલે સુધી ક્ષમાદૃષ્ટિ રાખશે કે તે સદ્‌ગુણમાં ગણાશે.

**ઇસાબેલા.**—અરે, પશુ! અરે, નાસ્તિક બાયલા! અરે, દુષ્ટ પામર! મને પાતકના ખાડામાં નાખી તારે જીવવું છે? તારી પોતાની બ્હેનની ગેરઆબરૂમાંથી જો તું જીવવા પામે, તો એક જાતનું ગોત્રગમન એ નથી? મારે શો વિચાર કરવો? મારાં માતુઃશ્રી પતિવ્રતા નહોતાં એવું ઈશ્વર મારા મનમાં આવવા ન દે! કારણકે આવી અધમ માગણીની ભૂલ એનું સંતાન કદિ પણ કરે નહિ. તારી માગણીનો તિરસ્કારપૂર્વક હું અસ્વીકાર કરૂં છું. મરી જા! જહાનમમાં જા! તારા પ્રારબ્ધમાંથી તને બચાવવા માટે ઈશ્વરની પ્રાર્થના

* ખ્રિસ્તિ ધર્મમાં નરકનો જે વિચાર પ્રચલિતછે તેનું આ ચિત્ર છે.

કરીશ; તારા મૃત્યુને માટે પ્રાર્થનાનો જાપ જપીશ, તને બચાવવા એક અક્ષર પણ ઉચ્ચારવાની નથી.

**કલૉડિયો.**—પણ, ઇસાબેલા, બ્હેન, હું કહું તે સાંભળ તો ખરી.

**ઇસાબેલા.**—અરે, ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કાર છે! તારૂં આ પાપ પ્રાસંગિક નથી, પણ બુરી ટેવનું પરિણામ છે; તારા ઉપર દયા બતાવવી એ ભડવાઇનું કામ કરવા જેવું છે: માટે તું જેમ વેહેલો મરે તેમ સારૂં.

(જવા માંડેછે.)

**કલૉડિયો.**—ઓ ઇસાબેલા, સાંભળ, સાંભળ, હું કહું તે સાંભળ.

(રાજા અને પછવાડે દારોગો પ્રવેશ કરેછે.)

**રાજા**—બાઇ, જરા સબુર કર: જરા ઊભી રહે.

**ઈસાબેલા.**—શી આજ્ઞા છે?

**રાજા.**—જો તને થોડી પુરસદ હોય, તો થોડા વખતમાં મારે તારી સાથે કાંઇ વાત કરવાની છે. અને એના પરિણામમાં તારો પણ લાભ સમાએલોછે.

**ઈસાબેલા.**—મારે વખત નકામો નથી; બીજા કામમાંથી વખત મારે કાઢવો પડશે; તોપણ થોડો વખત આપની સાથે ગાળવા હું ખુશી છું.

**રાજા.**—(કલૉડિયોને એકકોરે) બેટા, તારી અને તારી બ્હેન વચ્ચે થએલી વાતચિત મેં છૂપાઇ સાંભળી લીધી છે. એંજેલોનો વિચાર તારી બ્હેનને ભ્રષ્ટ કરવાનો કદિ નથી, માત્ર જન-સ્વભાવ ઓળખી તેનો અનુભવ પોતાના કામમાં લેવા માટેજ એણે તારી બ્હેનનું પારખું જ જોયુંછે. અને ત્હારી બ્હેન સદ્‌ગુણી હોવાથી જે નાખુશી એણે એ બાબતમાં બતાવીછે તેથી તો મનમાં એ અત્યંત પ્રસન્ન છે. એંજેલોનો હું ગુરૂ છું; તેથી સઘળી હકીકત હું જાણું છું. એટલામાટે તારે મોતને માટે તૈયાર રહેવું. માટે ખોટી

આશાથી ભોળવાઈ તારી દૃઢતાને નિસ્તેજ થવા દઈશ નહિ: માટે કાલને માટે તૈયાર રહેજે; જા, ઇશ્વરના ભજનમાં વખત ગાળ.

**ક્લૉડિયો.**—મારી બ્હેનની ક્ષમા મને માગી લેવા દો. હવે જીંદગી એટલી અકારી મને લાગે છે કે મોતની પ્રાર્થના હું કરીશ.

**રાજા.**—એવી જ દૃઢતા રાખજે. કલ્યાણ થાઓ તારૂં.

(ક્લૉડિયો જાયછે.)

દારોગા, આમ આવ.

**દારોગો.**—શો હુકમ છે, મહારાજ?

**રાજા.**—તું આવ્યો તેમ અહીંથી થોડો વખત દૂર થઈ જા. આ બાઈની સાથે મારે થોડું કામ છે. મારૂં મન અને મારો વેશ કબુલત આપેછે કે આ બાઇને એથી કાંઇ ઈજા નહિ થાય.

**દારોગો.**—પણ વખત થોડો લેજો.

(જાયછે.)

**રાજા.**—જે વિધાતાએ તને સુંદર બનાવીછે તે વિધાતાએ તને સદ્‌ગુણી પણ બનાવી છે. સૌંદર્યની સાથે રહી જો સદ્‌ગુણ સસ્તો બની જાય, તો સૌંદર્ય ઝાઝીવાર ટકતું નથી. પરંતુ તારો આત્મા રમણીય હોવાથી જે શરીરમાં એ આત્મા રહેછે તે શરીર પણ કાયમ રમણીય રહેશે. એંજેલોએ તારા ઉપર જે હુમલો કર્યોછે, તે વાત પ્રારબ્ધના યોગે મારા કાને આવીછે; જો મનુષ્યની નૈત્તિક ક્ષણભંગુરતાના દૃષ્ટાંતિક દાખલા ન હોય, તો એંજેલોની વર્ત્તણુકથી મહા વિસ્મય મને ઉપજે: ત્યારે હવે રાજાના આ હાકેમને સંતોષવા, અને તારા ભાઇને બચાવવા, તું શું કરવાની છે?

**ઇસાબેલા.**—મારો નિશ્ચય જાહેર કરવા હું હમણાંજ એની પાસે જાઉંછું: વર્ણસંકર પ્રજા ઉપજાવવાનું ક્ષેત્ર બનવા કરતાં કાયદાપૂર્વક ભાઇ મૃત્યુ પામે તે વધારે ઠીક છે. પણ અફસોસ, ભલો રાજા એંજેલોમાં કેટલો છેતરાયોછે! જો એ પાછા જ પધારે, અને

મારે બોલવાનો વખત આવશે, તો એમના રાજનો સડો ઉઘાડો પાડીશ, અને કાંતો હું જેટલું બોલીશ તેટલું વ્યર્થ.

**રાજા.**—એમાં કાંઈ બહુ ખોટું નથી; પણ હાલની સ્થિતિ જોતાં, 'મેં તો માત્ર એના સદ્ગુણની પરીક્ષા જ જોઇ હતી' એમ કહી તને એ જૂઠી પાડશે. માટે હું કહું તે ધ્યાન દઇને સાંભળ: મને લોકોનું ભલું કરવાનો બહુ આગ્રહ છે, અને એ આગ્રહ અત્યારે મને એક યુક્તિ પણ સુઝાડેછે. મને ખાત્રી જ છે કે કેવળ અન્યાયથી દુભાતી એક સ્ત્રીને તું ન્યાય અપાવી શકીશ, ક્રૂર કાયદાની બાંહેમાંથી તારા ભાઇને છોડવી શકીશ, અને છતાં કોઈ પણ જાતનું કલંક તને નહિ વળગે, ઉલટું એથી ગેરહાજર રાજા તારા ઉપર બહુ પ્રસન્ન થશે; માત્ર એ પાછા આવે ત્યારે તું જે કરે તેની એને ખબર પડવી જોઇએ.

**ઇસાબેલા.**—સ્પષ્ટ વાત કરી મને સમજાવો. મારા પોતાના અંતર્યામિને જે વાત ખરાબ ન લાગે તે કરવાની મારામાં હિંમત છે.

**રાજા.**—સાચો સદ્ગુણ હમેશાં હિંમતવાન હોયછે, અને શુદ્ધ ભલમનસાઇ કદિ સંશયગ્રસ્ત બનતી નથી. ફ્રેડરીક કરીને એક મોટો લડવૈયો જે દરિયામાં ડુબી ગયો તેની બ્હેન મેરિયાનાનું નામ તો તેં સાંભળ્યું હશે?

**ઇસાબેલા.**—હા, એ બાઈની હકીકત મેં સાંભળીછે, અને લોકવાણી તેને માટે બહુ સારી છે.

**રાજા.**—ત્યારે આ મેરિયાનાનું વેવીશાળ એંજેલો વેરે થયું હતું; લગભગ લગ્ન થવાની તૈયારીમાં પણ હતું: દરમ્યાન ફ્રેડરિક સ્વર્ગસ્થ થયાના ખબર આવ્યા, અને તેની સાથે આ બાઇને જે પલ્લું આપવાનું એણે કહ્યું હતું તે પણ ગયું: આથી લગ્ન અટકયાં: પણ, જો! આથી આ બાઇને કેટલાં નુકસાન થયાં તે: એક તો ભોઈ જેવો ભાઇ ખોયો, અને બીજું તેની સાથે પોતાનું પરણવાનું

પલ્લું પણ ગયું: અને એ બન્નેની સાથે આ એંજેલો કે જેની વેરે એનું લગ્ન થવાનું હતું તેને પણ એણે ખોયો.

**ઇસાબેલા**—અરેરે, આ વાત સાચી છે? આવું એંજેલોએ કર્યું?

**રાજા.**—એ બિચારી ઉનાં આંસુના પ્રવાહ ચલાવેછે, અને તેનો લુછનાર કોઇ નથી: આ હરામખોર એંજેલો એટલાથી જ ધરાયો નહિ, પણ બદચાલનો આરોપ એના ઉપર મૂકી એને પરણવાની એણે ના પાડી. આવી રીતે પોતાનું થૂંકેલું એ ગળી ગયો: ટૂંકામાં, શોકસાગરમાં એણે એને ડુબાવી દીધી, અને તે બાઇ હજી પણ પ્રેમની ખાતર એ સઘળું સહન કરેછે. એ બાઇ આ પથ્થર ધોવાય એટલાં આંસુ પાડેછે; પણ એ આરસપાણનો પથરો પીગળતો નથી.

**ઇસાબેલા.**—આવા ગરીબ દુ:ખી પ્રાણીઓને ઈશ્વર મોત પણ આપતો નથી! અફસોસ! સંસારમાં કેટલી ભ્રષ્ટતા ચાલેછે, કે આવો માણસ તેમાં જીવતો રહી શકેછે.—પણ હું તેને કેવી રીતે કામમાં આવી શકું?

**રાજા.**—આ ફાટ તારાથી સેહેજે સાંધી શકાય તેમ છે, અને એ ફાટ સાંધતાં તારો ભાઇ બચી જશે, એટલું જ નહિ, પણ તુંય નિષ્કલંક રહી શકીશ.

**ઇસાબેલા.**—પ્રભુ, એ મને સમજાવો.

**રાજા.**—આ બાઇનો પ્રેમ હજી પ્રથમના જેવો જ પવિત્ર છે: એંજેલોની ગેરવાજબી ક્રૂરતાને લીધે એ પ્રેમનો દીવો ઓલવાઈ જવો જોઇતો હતો, પણ તે તો ઉલટો પ્રતિબંધિત થએલા પ્રવાહની પેઠે, અંદરને અંદર તીવ્ર ઉછાળા મારી અત્યંત પીડાકારક એને થઈ પડ્યો છે. તું એંજેલો પાસે જા: એની ઇચ્છાને તાબે થવાની એ માને એવી રીતે મરજી બતાવ: જે માગણી એ કરે તે અક્ષરેઅક્ષર પાળ-

વાની કબુલત આપ: માત્ર આટલી શરત એની સાથે કરજે:— પ્રથમ તો એ કે બહુજ થોડો વખત તારાથી ત્યાં ખોટી થવાશે એમ તેને કેહેવું, અને તે વખત કેવળ અંધારાનો અને ચુપકીનો હોવો જોઇએ, અને આ સર્વને અનુકૂળ આવે એવું સ્થળ જોઇએ. આટલું થયું એટલે હવે ખરેખરી હકીકત આમ:—તારો સંકેત સાચવવા આ દુર્ભાગી કુમારિકાને આપણે ગોઠવી દઇશું: તારે બદલે એને મોકલશું. આ મેળાપ જો પાછળથી જાહેર કરવામાં આવે, તો એ બાઇને એનો બદલો વળી રહેશે: આવી રીતે તારો ભાઇ જીવતો રહેશે, બિચારી મેરિયાનાને ન્યાય મળશે, તું નિષ્કલંક રહેછે, અને અનીતિમાન હાકેમનું પારખું થાયછે. આ કામ હાથમાં લેવા તે બાઇને હું સમજાવીશ. આ કામ કરવાની તારી વૃત્તિ ચાલતી હોય, તો બેવડો લાભ આ છળને દોષમાંથી મુક્ત કરેછે. કેમ, શો વિચાર થાયછે?

**ઇસાબેલા.**—વાતના સ્વરૂપથી મને સંતોષ થવા માંડયોછે, અને મને ખાત્રી છે કે છેવટે પરિણામ સારૂં જ આવશે.

**રાજા.**—પણ એ બધું તારા ઉપર બહુ આધાર રાખેછે. જલદીથી એંજેલો પાસે જા. જો આજની રાત્રિએ એ સંકેત આપે, તો તે સાચવવાનું વચન આપી આવજે; હું હમણાં જ મેરિયાનાની પાસે જાઉંછું: બિચારી નાના ઝુંપડામાં પેલી બાજુ રહેછે: ત્યાં આવી મને મળજે. અને એંજેલોને જલદી મળી કામ સરાણે ચડાવી આવજે.

**ઇસાબેલા.**—મહારાજ, આપનો બહુ ઉપકાર માનુંછું. આપનો આશીર્વાદ લઇ કામ ફતેહ થાય એમ ઇચ્છુંછું.

---

## પ્રવેશ ૨ જો.—સ્થળ, કેદખાના આગળ મોહોલ્લો.

(એક તરફથી પાદરીના વેશમાં રાજા, અને બીજી તરફથી એલ્બો, અમલદારો અને પૉમ્પી પ્રવેશ કરેછે.)

**એલ્બો.**—નહિ, કોઇપણ ઉપાય હવે તારે માટે રહ્યો નથી. ઢોરની, માફક તું જો આમ ભાયડા અને બાઇડીઓને વેચવા માંડે, તો આખી દુનિયાનું માથું ફરી જાય.

**રાજા.**—અરે ભગવાન! આ શો કચરો અહીં છે!

**પૉમ્પી.**—એતો ઉપરકી અછી બની અને ભીતરકી રામ જાણે: દુનિયાના ઉત્પત્તિ–કાળથી એવું ચાલતું આવ્યું છે. એતો શેહેરી દેખાવ. ચામડી ઉજળી અને મન મેલું. *

**એલ્બો.**—ચાલ, આગળ ચાલ.—પાદરી મહારાજ, પાય લાગું છું.

**રાજા.**—વારૂ, મહારાજ પગી, † પગે લાગું છું. વારૂ, ભાઇ, આ માણસે શો ગુન્હો કર્યોછે.

**એલ્બો.**—અરે મહારાજ, કાયદાનો ગુન્હો એણે કર્યોછે, અને મહારાજ અમે એને ચોર પણ ધારીએ છીએ; કારણકે એની જડતી લેતાં એક વિચિત્ર પ્રકારની તાળું ઉઘાડવાની સળી અમને મળી આવીછે, અને તે અમે હાકેમ સાહેબ પાસે મોકલી દીધીછે.

**રાજા.**—શરમ છે અલ્યા! ભડવો! દુષ્ટ ભડવો! કેવળ પાપાચરણથી તું તારૂં ગુજરાન ચલાવેછે. આવા પાપી રોજગારની કમાણીથી પેટ ભરવું અને કપડાં પેહેરવાં એ કેટલું નીચ છે તેનો વિચાર કર. તારે કબુલ કરવું પડશે કે તારૂં ખાનપાન અને આખું જીવન આ પતિત વ્યવહાર ઉપર જ આધાર રાખેછે. આવી રીતે તારી જીંદગી પરાધીન છતાં તું કોઇપણ પ્રકારે એને જીંદગી કહી શકે ખરો? જા, સુધર, સુધર.

---

* મૂળ કરતાં અહીં સેહેજ ફેર છે. † અહીં પણ સેહેજ ફેર છે.

**પૉમ્પી.**—મહારાજ, કાંઇક ગંધ મારેછે એ વાત તો ખરી, પણ—પણ, મહારાજ, હું સાબિત કરી આપું કે—

**રાજા.**—લે, જા, જા—જો સેતાને તને પાપની સાબિતી શીખવી હશે, તો તું એનાંજ પાપ સિદ્ધ કરીશ.—જમાદાર, લઇ જાઓ એને. આ જંગલી જાનવરને સુધારવા સજા અને શિખામણ બન્ને કામે લગાડવાં જોઇએ.

**એલ્બો.**—મહારાજ, એને હાકેમ આગળ લઇ જવોછે; હાકેમે એને ચેતવણી આપીછે કે આવું ફરીને ન કરવું. ભડવા ઉપર હાકેમને બહુ તિરસ્કાર છે. જો એ ભડવો હશે અને હાકેમ સુધી પહોંચશે, તો હાકેમ એની ભડવાઈ ભૂલાવી દેશે.

**રાજા.**—અરેરે, આપણે ખરેખરા પાપરહીત હોઇએ તો કેવું સારૂં: કેટલાક પાપથી મુક્ત હોવાનો ડોળ કરેછે, પણ એમને ખબર નથી કે પાપ આપોઆપ પોકારી ઉઠેછે!

**એલ્બો.**—મહારાજ, એનું માથું તમારી કેડે પહોંચશે—દોરીએ,* સાહેબ.

**પૉમ્પી.**—હવે મને ઉપાય નજરમાં આવેછે: જામીન, જામીન, હું જામીન આપુંછું! આ રહ્યા આ ગૃહસ્થ, મારો મિત્ર છે.

(લ્યુસિયો પ્રવેશ કરેછે.)

**લ્યુસિયો.**—કાં, કેમ છે, કુલીન પૉમ્પી! આ શું, સીઝરના† રથે વળગ્યાછો કે શું? તમારા ઉપર વિજયની નિશાની કે શું? કેમ, કાંઈ હમણાં ધંધા રોજગાર મોળા છે કે શું? હાથ ખાલી લાગેછે! હેં, શું કહ્યું? આ ગાન, વાત અને રીતનો શો જવાબ આપેછે, હેં? કે

---

* અર્થાત, ફાંસીએ જશે.

† રોમન લોકો વિજય મેળવી ઘેર આવતા, ત્યારે જીતેલા કેદીઓને પોતાના રથે વળગાડી ગામમાં લઇ જતા. પૉમ્પીને હરાવી સીઝરે એને પોતાના રથે વળગાડયો હતો.

છેલ્લા વર્ષાદમાં સઘળું તણાઇ ગયું? શું કહેછે, ભાઇ ભડવા? અલ્યા, ચાલતી હતી તેમજ દુનિયા ચાલેછે કે નહિ? શું વાત છે? કે વાત થોડી અને દિલગીરી ઝાઝી? કે કેમ છે? વાત તો કહે.

**રાજા.**—એતો એમનું એમજ: દિવસે દિવસે ખરાબ.

**લ્યુસિયો.**—પેલું રમકડું—તારી શેઠાણી શું કરેછે? એનો એજ ધંધો કરેછે? હા હા હા.

**પૉમ્પી.**—સાહેબ, નિર્ધન થઈ જતાં પોતે જ ધંધો હાથમાં લીધોછે.

**લ્યુસિયો.**—વાહ, એતો ફક્કડ કામ: અને એમ જ થવું જોઇએ: અનિવાર્ય પરિણામ: એમ જ બનવું જોઈએ—પૉમ્પી, કેદખાનામાં જાઓછો?

**પૉમ્પી.**—હાજી.

**લ્યુસિયો.**—એમાં કાંઈ ખોટું નથી, પૉમ્પી. રામરામ: જા, ત્યાં જઇને કહેજે કે મેં તને મોકલ્યો. કરજને માટે કે કેમ, પૉમ્પી?

**એલ્બો.**—અરે ભડવાઇ માટે, ભડવાઇ માટે.

**લ્યુસિયો.**—વારૂ, ત્યારે તો એને કેદ કરો: જો ભડવાઇનો બદલો કેદ હોય, તો એતો એનો હક: ભડવો તો એ બેશક છેજ. અને તે વળી પુરાણો ભડવો: ભડવાના પેટનો.—રામરામ, ભાઇ પૉમ્પી. કેદખાનાને મારી વતી રામરામ કહેજો: હવે, પૉમ્પી, તું સારો સ્વામી નીવડીશ. હવે ઘરમાં તારો પગ ટકશે.

**પૉમ્પી.**—સાહેબ, હું આશા રાખુંછું કે તમે મારા જામીન થશો.

**લ્યુસિયો.**—જામીન? બેશક નહિ, ભાઈ: હાલ એ રીવાજ નથી. પૉમ્પી, તમારૂં કેદખાનું લંબાય માટે હું પ્રાર્થના કરીશ: અને જો એ ધીરજથી સહન ન થાય, તો એટલું પાણી વળી તમારૂં વિશેષ. લો, આવજો, વિશ્વાસુ પૉમ્પી.—મહારાજ, વંદન કરૂંછું.

**રાજા.**—અને તમને પણ પગે લાગુંછું.

**લ્યુસિયો.**—પૉમ્પી, પેલી બ્રિજેટ હજી રંગરાગ કરેછે કે ?

**એલ્બો.**—ચાલ, આગળ ચાલ.

**પૉમ્પી.**—ત્યારે મારા જામીન તમે નહિ જ થાઓ કે ?

**લ્યુસિયો.**—ત્યારે, પૉમ્પી ? અને અત્યારેય નહિ.—પાદરી મહારાજ, દેશાવરના શા ખબર છે ? કાંઇ નવીન ખબર ?

**એલ્બો.**—ચાલ, આગળ ચાલ.

**લ્યુસિયો.**—જાઓ, ભાઇ પૉમ્પી, જાઓ કુતરા-ખાનામાં.

(એલ્બો, અને અમલદારો પૉમ્પીને લઈ જાયછે.)

મહારાજ, રાજાના શા ખબર છે ?

**રાજા.**—મને કાંઇ મળ્યા નથી : તમે કાંઇ કહી શકો તેમ છો ?

**લ્યુસિયો.**—કોઈ કહેછે કે એ રૂશીઆના બાદશાહ સાથે છે ; કોઇ કહેછે કે એ રોમમાં છે : પણ તમે કયાં ધારોછો ?

**રાજા.**—મને કશી ખબર નથી ; પણ જ્યાં હોય ત્યાં એનું હું કલ્યાણ ઈચ્છું છું.

**લ્યુસિયો.**—એને પણ કાંઇક ખરેખરૂં ઘેલું ચેટક લાગેલું કે આમ છાની રીતે રાજ્યમાંથી નાશી ગયા. અને ભિક્ષુકનો ધંધો હાથે કરીને માગી લીધો. પણ મેહેરબાન એંજેલો સાહેબ એની ગેરહાજરીમાં ઠીક રાજાપણું ઠોકેછે ; એને પણ એકકોરે મૂકી દેછે.

**રાજા.**—રાજ ઠીક ચલાવેછે.

**લ્યુસિયો.**—છીનાળાની બાબતમાં જરીક ઓછી સખ્તાઇ વાપરે તો કાંઇ ખોટું ન ગણાય. મહારાજ, કાંઇક એ બાબતમાં વધારે પડતું થાયછે.

**રાજા.**—એ દુરાચાર અત્યંત સામાન્ય થઇ પડયોછે, અને સખ્તાઇથી જ એ નરમ પડશે.

**લ્યુસિયો.**—હા, વાત તો ખરી છે : ઘેર ઘેર માટીના ચુલા છે : પણ મહારાજ, જ્યાંસુધી ખાનપાન બંધ ન થાય, ત્યાંસુધી એ દુરાચાર

પણ બંધ થવો અશક્ય છે. લોકો કહેછે કે આ એંજેલો મનુષ્યને પેટે જનમ્યો નથી; સૃષ્ટિનો સામાન્ય ઉત્પત્તિ-ક્રમ એનો નથી: વાત સાચી હશે, મહારાજ?

**રાજા.**—ત્યારે કેવી રીતે જનમ્યો હશે?

**લ્યુસિયો.**—કોઇ કહેછે કે નાગ-કન્યામાંથી એ ઉત્પન્ન થયોછે: કોઇ કહેછે કે સમુદ્રનાં બે મોટાં મત્સ્યોએ એને ઉત્પન્ન કર્યોછે.

**રાજા.**—ભાઇ, તારે મશ્કરી કરવાની ટેવ લાગેછે, અને બોલવે તું ચાલાક છે.

**લ્યુસિયો.**—અરે, આ બાબતમાં એ કેવો નિર્દય ગણાય? રાજા પોતે આમ કરત? આવા ગુન્હાને માટે એ માણસ મારે? અરે, સો વર્ણસંકર ઉત્પન્ન કરવા માટે એકને મારે, તે પેહેલાં તો હજારને પાળી પોષીને એ મોટાં કરે; એ વિષયમાં જરીક એ પાવરધા હતા; પોતે એ ધંધો જાણતા હતા, અને તેથી બીજા ઉપર દયા એ રાખતા હતા.

**રાજા.**—જે રાજા ગેરહાજર છે તેને સ્ત્રીની સાથે વાતનો પણ શોખ હોય એમ મેં સાંભળ્યું નથી; એ બાબતમાં એનું વલણ જ નહોતું.

**લ્યુસિયો.**—અરે, મહારાજ, તમે ભૂલ કરોછો.

**રાજા.**—પણ એ વાત શકય નથી.

**લ્યુસિયો.**—કોણ? રાજા એવો નહિ? તમે કહો તે હારૂ: અને દરેકને કાંઇક આપવાની ટેવ એને હતી. રાજા પણ કાંઇક રંગીલું માણસ હતું, અને એ દારૂ પણ ખૂબ પીતો, એટલું પણ વળી કહેવા દો.

**રાજા.**—મને ખાત્રી છે કે તમે એને અન્યાય આપોછો.

**લ્યુસિયો.**—મહારાજ, હું સઘળી અંદરની વાત જાણુંછું. બહુ શરમાળ પ્રકૃતિનો આ રાજા છે, અને મને લાગેછે કે આમ ગુપ્ત ચાલ્યા જવાનું કારણ પણ મને સમજાયછે.

**રાજા.**—કહે તો ખરો, શું હશે?

લ્યુસિયો.—નહિ, સાહેબ, બહુ ખાનગી એ વાત છે; એ તો છાતીમાં જ દાબી રાખવાની વાત છેઃ પણ આટલુંય ભેળું આપને મારે જણાવવું જોઇએ કે પ્રજાનો મોટો ભાગ એને ડાહ્યો લેખેછે.

રાજા.—ડાહ્યો! એતો નિર્વિવાદ વાત છે.

લ્યુસિયો.—માત્ર ઉપર ડાહ્યો, અજ્ઞાની અને કેવળ અવિચારી માણસ.

રાજા.—કાંતો આ તારી ઇર્ષ્યા છે, કાંતો મૂર્ખાઇ, અને કાંતો તારી ભૂલ થાયછે. એના પોતાના જીવનનો પ્રવાહ શુદ્ધ છે અને જે રાજતંત્ર એ ચલાવેછે તે, જરૂર પડે ત્યારે જણાવી આપશે કે એ કેવો સારો માણસ છે. માત્ર એનાં કૃત્યોને જ એના સાક્ષીરૂપ થવા દો, અને ત્યારે અદેખાને વિદ્વાન, રાજદ્વારી પુરૂષ, અને શૂરવીર એ જણાશે. માટે તમારા બોલવામાં મૂર્ખાઈ છે; અથવા તો, તમે જો વિશેષ જાણતા જ હો તો એ જ્ઞાન તમારી ઇર્ષ્યાથી તમે વધારે મલીન કરોછો.

લ્યુસિયો—મહારાજ, હું એમને બરાબર ઓળખું છું અને ચાહું છું.

રાજા.—પ્રેમ હમેશાં વિશેષ જ્ઞાનની અપેક્ષા રાખેછે, અને જ્ઞાન વધારે પ્રેમપૂર્વક વાત કરેછે.

લ્યુસિયો.—વારૂ, સાહેબ, હું જાણુંછું તે જાણુંછું.

રાજા.—હું એ માનતો નથી, કારણકે તું શું બોલેછે તેની તને ખબર પણ પડતી નથી. પણ જો કદિ રાજાજી પાછા પધારે,—અને પધારે એવી આપણી પ્રાર્થના છે,—તો એમની સમક્ષ જવાબ દેવા હું તને બોલાવીશ. તું જે બોલેછે તે જો સાચું હશે, તો તેમને મુખે પ્રતિપાદિત કરવાની તારામાં હિંમત પણ આવશે; અને એમની હજુરમાં મારે તને બોલાવવો જ પડશેઃ આપનું નામ?

લ્યુસિયો.—સાહેબ, મારૂં નામ લ્યુસિયો છેઃ કેહેજો, તમારા રાજાને; મને બહુ સારી રીતે એ ઓળખેછે.

**રાજા.**—આ બાબત એમને જણાવવા હું જીવતો રહીશ તો હજી વધારે તને એ ઓળખશે.

**લ્યુસિયો.**—તમારાથી ડરતો નથી,

**રાજા.**—હું. રાજા કદાચ પાછા આવશે જ નહિ એમ તું ધારેછે, અથવા તો મારાથી કાંઇ બનવું નથી એમ તું માનેછે. પણ વારૂ, મારાથી ખરેખર કાંઇ નહિ બની શકે, કારણકે આ સઘળું બોલ્યાની તું સોગન ઉપર ના કહીશ.

**લ્યુસિયો.**—અરે, જીવ જાય તોપણ શું થયું! મહારાજ, હજી તમે મને ઓળખ્યો નહિ. પણ થયું હવે. કાલે કલૉડિયોને ફાંસી દેશે કે કેમ?

**રાજા.**—શામાટે?

**લ્યુસિયો.**—શામાટે? હું ઇચ્છું છું કે જે રાજાની આપણે વાત કરીએ છીએ તે અત્યારે અહીં હોય. એનો આ હાકેમ તો બધી વસ્તી ઉજડ કરી મૂકશે: એના ઘરના છજામાં ચકલીઓએ માળા પણ બાંધવા નહિ. રાજાને હજી ભારે કામનો ભારે જવાબ દેવો પડશે: અજવાળામાં એ કામોને એ કદિ લાવી શકવાનો નથી. આ વખતે એ અહીં હોત તો સારૂં! અને આ કલૉડિયો પ્રજા ઉત્પન્ન કરવા માટે પ્રાણ ખુએછે. આવજો, મહારાજ, અને મારી વતી મારે માટે પ્રાર્થના કરજો. હું તમને ફરીને કહુંછું કે રાજા શુક્રવારને દિવસે પણ પરમાટી જમતો, અને હજી એમ કરેછે. અને ભેળું આટલું પણ કહું છું કે ડુંગળી અને લસણની વાસથી જેનું મોંહ ગંધાતું હોય એવી ભીખારણ સાથે પણ વાત કરતાં એ શરમાતો નહિ: રાજા મળે તો કહેજો કે આ સઘળું મેં તમને કહ્યું. આવજો, મહારાજ.

(જાયછે.)

**રાજા.**—દુનિયામાં ગમે તેવી સત્તા હોય, ગમે તેવી મોટાઈ હોય, પણ કલંકથી કેવળ મુકત કશું રહી શકતું નથી: અતિ ઉજ્જવળ સદ્‌ગુણની પીઠ ચુગલીખોર લોકોની દુષ્ટ વાતોથી કલુષિત થયા વિના રહેતી નથી. એવો કયો રાજા સત્તાવાન છે કે જે ચાડીઆની ઝેરી જીભને અવાચક કરી દે?—પણ આ કોણ આવેછે?

(ઇસ્કેલસ, દારોગો, અને અમલદારો બાઈ ઓવરડનને લઇ પ્રવેશ કરેછે.)

**ઈસ્કેલસ.**—જાઓ, લઇ જાઓ એને કેદમાં!

**ઓવરડન.**—કૃપાળુ નામદાર, મારા ઉપર દયા કરો! આપ નામદાર દયાળુ ગણાઓછો, મેહેરબાન!

**ઇસ્કેલસ.**—એકવાર, બેવાર, ત્રણવાર, ચેતવણી આપી! પછી દયા તે કયાંસુધી! ફરીફરીને એનોએજ ગુન્હો તું કરતી આવેછે. ગમે તેવા દયાળુ માણસની દયા પણ તું છોડાવી દે એવી છે: અને એને જુલમગાર થયા વિના ચાલે જ નહિ.

**દારોગો.**—સાહેબ, સાત વર્ષની જૂની કુટણી છે.

**ઓવરડન.**—સાહેબ, મારા વિરૂદ્ધ આ બધી ફરિયાદ લ્યુસિયો કરીને એક છે તેણે કરેલીછે. સાહેબ, કેઇટ કીપડાઉન કરીને એક બાઇ છે તેને એનાથી રાજાના વખતમાં હમેલ રહ્યા હતા, અને એને ઘરમાં બેસારવાનું એણે એને વચન આપ્યું હતું: એનું છોકરૂં અત્યારે સવા વર્ષનું થયુંછે, અને એને હાલ હું ઉછેરૂંછું: અને જુઓ, એનો બદલો મને એ કેવો આપેછે તે!

**ઇસ્કેલસ.**—એ માણસ પણ બહુ હરામખોર છે:—બોલાવો એને અહીં.—આને કેદમાં લઇ જાઓ! બસ, જાઓ, નથી સાંભળવું કાંઇ.

(બાઇ ઓવરડનને અમલદારો લઇ જાયછે.)

દારોગા, એંજેલો સાહેબ આ બાબતમાં મારૂં માનતા નથી: કલૉડિયોને કાલે ફાંસીએ દેવો પડશે: માટે એની તૈયારી કરી રાખજે.

જો મારા જેવી દયા એંજલોના હૃદયમાં આવતી હોત, તો આમ બનત નહિ.

**દારોગો.**—મેહેરબાન, આ પાદરી સાહેબ એની પાસે ગયા હતા, અને એમણે એને સમજાવી મોતને માટે તૈયાર રાખ્યોછે.

**ઇસ્કેલસ.**—પાદરી સાહેબ, પધારો.

**રાજા.**—ઇશ્વર તમારૂં કલ્યાણ કરો!

**ઇસ્કેલસ.**—કયાંથી પધારોછો?

**રાજા.**—જો કે હાલ મારે અહીં સમય વીતાવવો પડેછે, પણ મારો* આ દેશ નથી. હું પાદરી છું અને હમણાં જ રોમથી આવુંછું, અને પોપ સાહેબનું કાંઈ ખાસ કામ છે.

**ઇસ્કેલસ.**—દેશાવરના કાંઇ ખબર છે?

**રાજા.**—કાંઇ નથી; માત્ર એટલુંજ કે સદ્‌ગુણની અત્યારે એવી સખ્ત બિમારી ચાલેછે કે એનો છૂટકો મૃત્યુથી જ થશે: માત્ર નવીનતાની માગણી થાયછે: અને કોઈપણ બાબતમાં જૂના થવું જેટલું જોખમકારક છે તેટલું જ સદ્‌ગુણકારક કોઈપણ કામમાં દૃઢતા રાખવી એ છે. જનસમાજ નિર્ભયતાથી ચાલે એટલું સત્ય ભાગ્યેજ હસ્તીમાં છે, પણ સાથે રહીએ તો શાપિત બનવાની ચોકસતા સંપૂર્ણ છે. દુનિયાનું ડાહાપણ આ ઉખાણાને આધારે ઘણું ખરૂં ચાલેછે. ભલા, રાજાજી કેવા સ્વભાવના પુરૂષ હતા?

**ઇસ્કેલસ.**—દરેક બાબતમાં એ પોતાને ઓળખવાનો બહુ પ્રયાસ કરતા હતા.

**રાજા.**—કેવી જાતનો આનંદ લેવાની એને ટેવ હતી?

**ઈસ્કેલસ.**—પોતે ખુશી થાય એવી વસ્તુ મળે અને આનંદ ભોગવે તેના કરતાં બીજાના આનંદમાં પોતે વધારે આનંદ લેતા હતા: કેવળ

* રોમન કથોલિક ધર્મનો મુખ્ય આચાર્ય પોપ ઇટાલીના રોમ શેહેરમાં કાયમ રહેછે.

મિતાહારી પુરૂષ. પરંતુ એ વાત હવે પડતી મૂકો: જ્યાં હોય ત્યાં ઇશ્વર એને આબાદ રાખો: ક્લૉડિયો આ સજા ભોગવવા કેવી રીતે તૈયાર છે તે મને કહો. તમે એની પાસે જઇ આવ્યાછો એમ મને ખબર મળ્યાછે.

**રાજા.**—ન્યાયાધીશ પોતાની કાંઇ ખાસ મતલબ સાધવા એને સખ્ત સજા કરેછે એવું એના મનને નથી: અને ન્યાયની સખ્તાઇને આધીન થવા એ ખુશી છે; છતાં જનસ્વભાવને અનુસરી જીંદગીની આશા એ વખતો વખત બાંધતો હતો, પરંતુ એવી આશાને ગેરવાજબી ઠરાવી ગુન્હાની સજા પ્રાયશ્ચિત તરીકે ભોગવવા મેં એને તૈયાર કર્યોછે.

**ઇસ્કેલસ.**—તમે તમારી ફરજ ઠીક બજાવી, અને એના ઉપર ઉપકાર કર્યો. એ ગૃહસ્થને માટે મારાથી બન્યું તેટલું મેં કીધુંછે; પણ એંજેલો સાહેબ આ બાબતમાં એટલા સખ્ત છે કે એ ખરેખર ન્યાય જ કરેછે એમ કહેવાની મને ફરજ પડેછે.

**રાજા.**—આ સખ્તાઇના પ્રમાણમાં જો એનું પોતાનું જીવન શુદ્ધ હોય તો એ સખ્તાઇ ભૂષણ છે; પણ જો એણે નીતિભંગ કર્યો, તો પોતે પોતાને એથી એ સજા કરી ચૂકયોછે.

**ઇસ્કેલસ.**—હું કેદીની મુલાકાતે જાઉંછું. પધારજો, પાદરી સાહેબ.

**રાજા.**—ઇશ્વર તમારૂં કલ્યાણ કરો.

(ઈસ્કેલસ અને દારોગો જાયછે.)

જે ધર્માસને બેસી ન્યાય તોળેછે, તેણે પવિત્ર અને સખ્ત બન્ને થવું જોઇએ; બીજાને દૃષ્ટાંતરૂપ બની સદ્ગુણને સાર્વજનિક બનાવવા જોઇએ. જેવો પોતે પોતાનો ન્યાય કરે, તેવોજ બીજાનો ન્યાય એણે કરવો જોઇએ. પોતે જ જે ભૂલ કરેછે તે ભૂલને માટે બીજાને જે મોતની સજા કરે તેને ધિક્કાર છે! મારા દુર્ગુણને

ઉચ્છેદી પોતાના દુર્ગુણને ઉછેરનારા એંજેલોને ફિટકાર છે! અરે, માણસો પણ કેવાં થાયછે કે ઉપરથી સંત જેવાં અને અંદરથી સેતાન જેવાં.—સદ્‌ગુણનો દેખાવ કરીને દુર્ગુણ કેવો દુનિયાને છેતરેછે, અને કરોળીઆની પેઠે પોતાની જાળમાં વજનદાર અને સાચી વસ્તુને ફસાવેછે! દુર્ગુણ સામે મારે હવે પ્રપંચ લડાવવો જોઈએ. એંજેલોને આજ રાતે એની જ વિવાહિત સ્ત્રી પ્રાપ્ત થશે. આ પ્રમાણે ઢોંગને ઢોંગથી જ જીતવોછે, અને બિચારી ગરીબ અબળાને ન્યાય અપાવવોછે.

(જાયછે)

---

## અંક ૪ થો.

### પ્રવેશ ૧ લો.—સ્થળ, મેરિયાનાનું ઘર.

(મેરિયાના બેઠીછે: પાસે એક છોકરી ગાયછે.)

**(શાહ ભૈરવીની ચલતી.)**

છોડો છોડો, છબીલા, છેડો છોડો, વા’લાજી છેડો મૂકો,
પાલવ મારો ફાટી જશે. છેડો.
વા’લા તમે પુરૂષ અમે નારી, હાંરે વા’લા તમે પુરૂષ અમે નારી,
લોકોમાં મારી હાંસી થશે. છેડો.

**મેરિયાના.**—ચાલ, ગાવું પડતું મૂક અને ઉતાવળથી જા: જો આ પાદરી મહારાજ આવેછે; જેની સલાહથી મારૂં અર્ધું દુઃખ ઓછું થઈ જાયછે.

(છોકરી જતી રહેછે.)

(રાજા, પાદરીના વેશમાં પ્રવેશ કરેછે.)

મહારાજ, આપની ક્ષમા માગું છું; અને સંગીતમાં આમ ઓતપ્રોત આપે મને જોઈ ન હોત તો ઠીક એમ હું ઇચ્છુંછું: માત્ર દુઃખ ઓછું

કરવાની તેમાં વાત હતી; હલકા પ્રકારની મજા મેળવવાની ઇચ્છા બિલકુલ નહોતી.

**રાજા.**—ઠીક છે, એમાં કાંઇ ખોટું નથી: જોકે સંગીતમાં બન્ને પ્રકારની અસર સમાએલી છે,--સારાને ખરાબ પણ કરેછે અને ખરાબને સારૂં પણ કરેછે.—વારૂ, આજે મારે માટે કોઇ અહીં પૂછતું આવ્યું હતું? આ વખતે અહીં મળવાનું મેં એને કહ્યું હતું.

**મેરિયાના.**—કોઇ આવ્યું નથી. આખો દિવસ હું અહીં જ બેઠીછું.

**રાજા.**—ઠીક ત્યારે.—હાલ બરાબર વખત આવ્યોછે. વારૂ, હાલ તો થોડો સમય હું રજા લઉંછું, પણ હમણાં જ કદાચ પાછો આવીશ; તારા લાભની વાત છે.

**મેરિયાના.**—હું તો આપના ઉપકારમાં જ છું.

(જાયછે.)

(ઇસાબેલા પ્રવેશ કરેછે.)

**રાજા.**—ઠીક મળી ગઈ, અને ભલે આવી. આ સદ્ગુણી હાકેમ તરફથી શા ખબર અંતર છે?

**ઇસાબેલા.**—એના ઘરમાં ઇંટોની દિવાલથી ઘેરાએલો બગીચો છે, અને એનો પશ્ચિમ ભાગ દ્રાક્ષની વાડીથી આચ્છાદિત થએલો છે; અને એ વાડીને પાટીઆંનો દરવાજો છે, અને તે દરવાજો આ મોટી ચાવી વડે ઉઘડેછે; અને આ બીજી ચાવી વડે એક નાનું બારણું ઉઘડેછે, અને તે બારણામાં થઈ વાડીમાંથી બગીચામાં જવાયછે; તે સ્થળે અર્ધ રાત્રિએ અંધારામાં મળવાનું મેં એની સાથે મુકરર કર્યુંછે.

**રાજા.**—પરંતુ આટલી માહિતી ઉપરથી તને રસ્તો જડશે ખરો?

**ઇસાબેલા.**—મેં બરાબર રસ્તો ઓળખી લીધોછે. અને ગુન્હેગારની માફક ચુપકીથી વાતો કરતાં કરતાં બે વખત એ રસ્તેથી મને એણે ફેરવી હતી.

**રાજા.**—સિવાય મેરિયાનાએ બીજી કાંઇ બાબત ધ્યાનમાં રાખવાની છે?

**ઇસાબેલા.**—કશું નહિ: માત્ર અંધારામાં એણે જવું: અને મેં એને જણાવી દીધુંછે કે મારાથી બહુ જ થોડો વખત ત્યાં ખોટી થવાશે: કારણ કે મેં એને કહ્યુંછે કે, મારી પછવાડે નોકર આવેછે, અને એ નોકરની માન્યતા એવી છે કે મારા ભાઇને માટે હું અહીં આવુંછું.

**રાજા.**—ઠીક કહ્યું. આમાંનું કશું હજી મેં મેરિયાનાને કહ્યું નથી.—અરે હો! કોણ છે અંદર! ખોલો!

(મેરિયાના ફરી પ્રવેશ કરેછે.)

બ્હેન, આ બાઇની સાથે ઓળખાણ કર: એ તારા ભલામાં છે.

**ઇસાબેલા.**—અને મારી પણ એ જ ઇચ્છા છે.

**રાજા.**—હું તારો શુભેચ્છક છું એમ તું માનેછે?

**મેરિયાના.**—મહારાજ, એમાં કાંઇ શક છે? તમારાથી વધારે શુભેચ્છક મારૂં કોણ છે?

**રાજા.**—તો આ બાઇનો હાથ પકડી એની સહીયર થા: તને એ જે કહે તે ધ્યાન દઈ સાંભળજે. હું હમણાં પાછો આવીશ. પણ ઉતાવળ કરો: રાત્રિ પડી ગઈછે.

**મેરિયાના.**—ચાલો, બ્હેન, અંદર.

(મેરિયાના અને ઇસાબેલા જાયછે.)

**રાજા.**—અરે નામ અને મોટાઈ! લાખો આંખો છેતરાઈ તારાથી અંજાઈ જાયછે! અને તારાં કામો ઉપર હજારો ખોટી સાચી ટીકા થાયછે! હજારોનાં વાક્ચાતુર્યનું સ્થળ તું બનેછે, અને કંઇકંઇ કલ્પના તારા ઉપર બંધાયછે!

(ઇસાબેલા અને મેરિયાના ફરી પ્રવેશ કરેછે.)

આવો, કેમ, એકબીજાના વિચાર મળ્યાકે?

**ઇસાબેલા.**—મહારાજ, આપ સલાહ આપો તો એ કામ માથે ઉપાડવા એ ખુશી છે.

**રાજા.**—મારી સલાહ છે, એટલું જ નહિ, પણ મારો આગ્રહ છે.

**ઇસાબેલા.**—ત્યાં તારે કશું બોલવા ચાલવાનું નથી; જ્યારે ત્યાંથી તું ઘેર આવવા નીકળે, ત્યારે ધીમેથી કાનમાં આટલું કહેજે: હવે મારા ભાઇને ધ્યાનમાં રાખજો.

**મેરિયાના.**—તેની કાંઇ ધાસ્તી રાખીશ નહિ.

**રાજા.**—અને બેટા, તું પણ કાંઇ મનમાં શંકા રાખીશ નહિ; એ તારો વિવાહિત પતિ છે: કારણ કે છેવટે તું એની પત્ની થવાની છે; માટે આમાં તું પાપ કરેછે એમ મનમાં લાવીશ નહિ. ચાલો, જઈએ. હજી તો વાવણી પણ નથી થઈ, અને આપણે તો જલદી લણી લેવું છે.

(સર્વ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.—સ્થળ, કેદખાનું.

(દારોગો અને પૉમ્પી પ્રવેશ કરેછે.)

**દારોગો.**—અલ્યા, આમ આવ, માણસનું માથું તારાથી કપાશે?

**પૉમ્પી.**—હા, સાહેબ, કુંવારો હોય તો. પણ જો એ પરણેલો હોય તો એ એની બાઇડીનું માથું છે, અને સ્ત્રીનું માથું મારાથી કદિ નહિ કપાય.

**દારોગો.**—ચાલ, તારી હુશિયારી છોડી દે, અને સીધો જવાબ આપ. કાલ સવારે કલૉડિયો અને બરનારડાઇનનાં માથાં કાપી નાખવાનાં છે. આ કેદખાના ખાતે એક જલ્લાદ છે, પણ એને એક મદદગારની જરૂર છે; જો એને મદદ કરવાનું તું માથે લે, તો તને કેદમાંથી છોડીએ, નહિતો તારી કેદની સજા તારે પૂરેપૂરી ભોગવવી પડશે, અને વળી સખત ફટકા પણ ખાવા પડશે, કારણ કે ઘણા વખતથી તેં ભડવાઇ કરીછે.

**પૉમ્પી.**—સાહેબ, લાંબા વખતથી હું ગેરકાયદેસર ભડવાઇ કરતો આવ્યો છું; છતાં કાયદેસર જલ્લાદનું કામ કરવા હું ખુશીથી રહીશ. મારો ધંધા-શરીક મને શીખવે તો ઘણી ખુશીથી હું શીખીશ.

**દારોગો.**—અલ્યા ઍબહોરશન! ઍબહોરશન કયાં છે? અરે ઍબહોરશન!

(ઍબહોરશન પ્રવેશ કરેછે.)

**ઍબહોરશન.**—કેમ, શું છે, સાહેબ; મને બોલાવોછો?

**દારોગો.**—અલ્યા, કાલે તારા કામમાં તને મદદ કરે એવો મળી આવ્યોછે. જોઈએ તો એની સાથે વરસની બોલી કર, અને એ અહીં ભલે તારી સાથે રહે; અગર એમ ન બને તો આ વખતે એની પાસે કામ કરાવી રૂખસત આપી દેજે. એ ભડવાઇનો ધંધો કરતો હતો, તેથી હવે તારાથી સારો રહ્યો નથી, અને તને હા ના કહી શકવાનો નથી.

**ઍબહોરશન.**—ભડવો છે? સાહેબ, ભડવો? ત્યારે તો અમારા ધંધાને એબ લાગે.

**દારોગો.**—ઠીક, ઠીક હવે: તમે બન્ને એક મગની બે ફાડ: સહેજ થોડો ફેર હોય તો.

(દારોગો જાયછે.)

**પૉમ્પી.**—વારૂ, સાહેબ, કૃપા કરો.—કારણ કે આપનો ચહેરો તો સુંદર છે, પણ ફાંસી દઈદઈને આપની નજર ફાંસી જેવી થઈ ગઇછે.—વારૂ, સાહેબ, માથાં કાપવાના કામને તમે ધંધો કહોછો? ધંધો એટલે હુન્નર, અને તેમાં ચતુરાઇ જોઈએ છીએ.

**ઍબહોરશન.**—હા, હા, હુન્નર છે.

**પૉમ્પી.**—મેં સાંભળ્યું છે કે ચિતારાનો ધંધો હુન્નર કહેવાયછે, અને વેશ્યાઓને ઘણીવાર મ્હોંએ રંગ લગાડવો પડેછે, અને એ ધંધામાં મારો હાથ હોવાથી, મારો ધંધો હુન્નર કહી શકાય: પણ ધારો કે

મને ફાંસીએ દેવાનો હોય, તો મારામાં શા હુન્નર આવી જાય તે મને સમજાતું નથી.

**ઍબહોરશન.**—ભાઇ, અમારો ધંધો હુન્નર છે હુન્નર.

**પૉમ્પી.**—કાંઇ સાબીતી?

**ઍબહોરશન.**—દરેક સાચા માણસનાં કપડાં ચોરને બંધ બેસતાં થાયછે.

**પૉમ્પી.**—જો ચોરને બહુ નાનાં પડતાં હોય, તો પેલો સાચો માણસ બહુ મોટાં ધારેછે; અને ચોરને બહુ મોટાં પડતાં હોય, તો ચોર જ ધારેછે કે બહુ નાનાં છે: માટે દરેક માણસનાં કપડાં ચોરને બંધ બેસતાં થયાં.

(દારોગો ફરી પ્રવેશ કરેછે.)

**દારોગો.**—તમારૂં એકબીજાનું મન માન્યું?

**પૉમ્પી.**—મહેરબાન, હું એની નોકરી કરીશ; કારણ કે મને ખાત્રી થાયછે કે ભડવાઇ કરતાં જલ્લાદના ધંધામાં વધારે પસ્તાવાનું આવેછે: વધારે વાર માફી એને માગવી પડેછે.

**દારોગો.**—અલ્યા, ત્યારે કાલે તૈયાર થઈ રહેજો: સવારના ચાર વાગે.

**ઍબહોરશન.**—ચાલ, ભડવા, ચાલ, ચાલ, મારો હુન્નર શીખવું, ચાલ્યો આવ.

**પૉમ્પી.**—અને મહેરબાન, મારે પણ શીખવાની મરજી જ છે; અને શીખી રહ્યા પછી તમારૂં પોતાનું કામ કાઢવાનો વખત આવે, તો તે પણ ઘણી ખુશીથી કરી આપીશ; કારણ કે આપના ઉપકારનો બદલો આપની ખાસ નોકરી કરીને વાળવો.

**દારોગો.**—કલૉડિયો અને બરનારડાઇનને અહીં બોલાવો.

(પૉમ્પી અને ઍબહોરશન જાયછે.)

કલૉડિયોના ઉપર મને અત્યંત દયા આવેછે; પરંતુ બરનારડાઇને તો ખૂન કર્યુંછે, અને મારો પોતાનો એ ભાઇ હોય, તોપણ એના ઉપર મને તિરસ્કાર આવ્યા વિના રહે નહિ.

(કલૉડિયો પ્રવેશ કરેછે.)

જો, ભાઇ કલૉડિયો, આ તારૂં મૃત્યુ-પત્ર રહ્યું. અત્યારે મધ્ય રાત્રિ થઈ છે અને કાલે સવારે આઠ વાગતે શિક્ષાનો અમલ થશે. ઈશ્વર તારૂં ભલું કરે! કયાં છે બરનારડાઇન?

**કલૉડિયો.**—લાંબી મુસાફરીના થાકથી સૂઈ રહેલા આદમીની પેઠે ગાઢ નિદ્રાધીન એ થયોછે: જાગતો નથી.

**દારોગો.**—એનું ભલું કોનાથી બની શકે તેમ છે? વારૂ, ભાઇ, તું જા, અને તૈયાર થા.

(બહાર કોઇ બાર ખખડાવેછે.)

કોણ છે એ? ઈશ્વર તારા આત્માને શાંતિ આપે!

(કલૉડિયો જાયછે.)

ધીમે ધીમે ઉઘાડુંછું!—આશા રાખુંછું કે બિચારા કલૉડિયો માટે માફી-પત્ર કે છેવટે વિલંબ-પત્ર હોય તો સારૂં.

(પાદરીના વેશમાં રાજા પ્રવેશ કરેછે.)

પધારો, મહારાજ.

**રાજા.**—ભાઇ દારોગા, રાત્રિના સુંદર અને સબળ દેવ તારી રક્ષા કરો! હમણાં કોઇ અહીં આવ્યું હતું?

**દારોગો.**—રાત્રિના નવ વાગ્યા પછી કોઇ આવ્યું નથી

**રાજા.**—ઇસાબેલા નથી આવી?

**દારોગો.**—નથી આવી.

**રાજા.**—ત્યારે હમણાં આવશે.

**દારોગો.**—કલૉડિયોનો સંતોષ કેવો છે?

**રાજા.**—કાંઇક આશા રાખીને સંતોષ માનેછે.

**દારોગો.**—ભલો હાકેમ છે.

**રાજા.**—એમ નથી, એમ નથી: જેવો એનો ન્યાય છે, તેવું એનું જીવન

છે. પવિત્રતાથી–શુદ્ધ દિલથી પોતે જે વસ્તુથી અળગો રહેછે, તે વસ્તુથી બીજાને પોતાની સત્તા-બળે અળગા એ રખાવેછે: જે પાપને એ શિક્ષા કરેછે, તે જો એનામાં હોત, તો એ જુલમગાર કહેવાત, પણ એથી ઉલટું હોવાથી એના ન્યાયને આપણે ન્યાય જ કહેવો પડે.

(બહાર કોઇ બાર ખખડાવેછે.)

હવે એ આવ્યા.–(દારોગો જાયછે) આ દારોગો બિચારો ભલો છે નહિતો દારોગો દયાળુ હોય એવું કવચિત્ બનેછે.

(બાર ખખડેછે.)

કોણ છે? આટલા જોસથી જે બાર ખખડાવેછે તેનું કામ ઉતાવળનું અને અગત્યનું હોવું જોઈએ.

**દારોગો.**—(બહાર બારણે ઉભેલાની સાથે વાત કરેછે.)
અમલદાર જાગીને બાર ઉઘાડે ત્યાંસુધી એણે બહાર ઉભા રહેવું પડશે. અમલદારને બોલાવવા મોકલ્યોછે.

(દારોગો ફરી પ્રવેશ કરેછે.)

**રાજા**—કલૉડિયોનું માફી-પત્ર કે બીજું કાંઇ આવ્યું?

**દારોગો.**—કશું નથી, મહારાજ.

**રાજા.**—સવાર પડવા આવીછે: દારોગા, હમણાં કાંઇક આવવું જોઈએ.

**દારોગો.**—આ બાબતમાં તમે કદાચ કાંઇક વિશેષ જાણતા જણાઓછો; છતાં મને લાગેછે કે માફી-પત્ર બિલકુલ આવવાનું નથી; કારણ કે એવો દાખલો હજી સુધી કદિ બન્યો નથી: ઉપરાંત ન્યાયાસન ઉપરથી ભર કોરટમાં એંજેલોએ કાલે જ એથી ઉલટો ઠરાવ બહાર પાડયોછે.

(જાસુસ પ્રવેશ કરેછે.)

આ એંજેલો સાહેબનું માણસ આવ્યું.

**રાજા.**—અને કલૉડિયોનું માફી-પત્ર પણ એ.

**જાસુસ.**—એંજેલો સાહેબે આ ચિઠ્ઠી મોકલી છે: અને વિશેષમાં આટલું મ્હોંએ કહેવરાવ્યું છે કે જે હુકમ કરવામાં આવ્યોછે તેમાં કોઇ પણ જાતનો ફેરફાર કર્યા સિવાય બજાવવો: વખતમાં કે વિગતમાં જરીએ ફેર પડવો ન જોઈએ.—હું રજા લઉંછું. લગભગ સવાર પડીછે.

**દારોગો.**—જેવી એમની આજ્ઞા.

(જાસુસ જાયછે.)

**રાજા.**—(સ્વગત) આ એની ક્ષમા છે; પણ એવા પાપથી ખરીદાએલી, કે જેથી કરીને ક્ષમા કરનાર પોતે પણ એ જ પાપમાં પડેછે; માટે જ, જ્યારે ઉપરી સત્તા જે પાપને ટેકો આપેછે, તે પાપમાં ત્યારે ત્વરિત ગતિ આવેછે. જ્યારે દુર્ગુણ દયા બતાવેછે, ત્યારે એ દયા એવી હોયછે કે દોષના પ્રેમની ખાતર ગુન્હેગાર બચી જાયછે.—કેમ, ભાઇ, શા ખબર છે?

**દારોગો.**—મેં તો કહ્યું હતું: એંજેલો સાહેબે ધાર્યું હશે કે કદાચ સુસ્તીને લીધે મારાથી અમલની બજાવણી મોડી થઈ જશે, જેથી મને જાગ્રત કરવા માણસ મોકલ્યું: પણ આ સર્વ મને કાંઇક વિચિત્ર જેવું ભાસેછે, કારણ કે આમ એમણે કદિ કર્યું નથી.

**રાજા.**—વારૂ, ચિઠ્ઠીમાં શું છે તે વાંચ જોઈએ.

**દારોગો.**—(વાંચેછે) "ગમે તેવું ઉલટું તમે સાંભળો, પણ ચાર વાગે કલૉડિયોની શિક્ષા અમલમાં મૂકી દેતાં વિસરશો નહિ; અને બપોરે બરનારડાઇનની શિક્ષા અમલમાં મૂકવી. પાંચ વાગે મને ખાત્રી થવા કલૉડિયોનું માથું મારી પાસે મોકલજો: આ સઘળું બરાબર બજાવજો; અને એના ઉપર બહુ મોટો આધાર છે એમ સમજજો. માટે, તમારા જોખમે, તમારી ફરજ બજાવતાં વિલંબ કરશો નહિ".—બોલો, હવે શું કહોછો, મહારાજ?

**રાજા.**—બપોરે જેને દેહાંત-દંડ દેવોછે તે બરનારડાઈન કોણછે?

દારોગો.—એ તો કેવળ હરામખોર છે: નવ વર્ષથી કેદમાં છે.

રાજા.—ત્યારે ગેરહાજર રાજાએ એને દેહાંત-દંડ પણ ન કર્યો, તેમ છોડી પણ ન મૂકયો, તેનું શું કારણ? મેં તો એમ સાંભળ્યું છે કે એની એવી પદ્ધતિ નહોતી.

દારોગો.—એના મિત્રો એને માટે વિલંબ-પત્રો કઢાવ્યા કરતા હતા, અને અત્યાર સુધી એનો ગુન્હો પુરવાર પણ નહોતો થયો એ વાત પણ ખરી.

રાજા.—એનો ગુન્હો હવે પુરવાર થયોછે?

દારોગો.—તદ્દન સાબીત છે, એ પોતે પણ નાકબુલ કરતો નથી.

રાજા.—કેદમાં રહ્યો રહ્યો એ પશ્ચાત્તાપ કરેછે? એની લાગણીઓ કેવી રહેછે?

દારોગો.—નિશાથી ચકચુર બની નિદ્રામાં પડે, એવું એ મૃત્યુને લેખેછે; ભૂત, ભવિષ્ય કે વર્ત્તમાનથી તદ્દન નચિંત, બેભાન, અને નિર્ભય રહેછે: પોતે માણસ છે એમ એ જાણતો નથી, અને જીવવાની એને દરકાર નથી.

રાજા.—એને શિખામણની જરૂર છે.

દારોગો.—શિખામણ તો એ સાંભળતો જ નથી. હમેશાં કેદી તરીકે રહેવું એને ગમેછે; અહીંથી જવાની એને રજા આપો, તોપણ એ નહિ જાય. દિવસોના દિવસો નિશામાં ચકચુર ન રહે, તો દિવસમાં તો ઘણીવાર નિશાથી ચકચુર બને જ; અમે એને ઘણીવાર જગાડવા પ્રયત્ન કર્યોછે,—એને ખોટું મૃત્યુ-પત્ર પણ બતાવ્યુંછે; પણ એના ઉપર કાંઈ અસર થતી નથી.

રાજા.—વિશેષ પછી વાત; દારોગા, તારા મુખ ઉપર પ્રમાણિકતા અને દૃઢતાની છાપ છે; મારી જો ભૂલ થતી હોય, તો મારો હુન્નર મને દગો દેછે; પણ મને તેની ખાત્રી થાયછે, અને તેથી જોખમમાં ઉતરવા હું તૈયાર છું. જેટલે દરજ્જે કલૉડિયો શિક્ષાને પાત્ર છે

તેટલે જ દરજ્જે એંજેલો પોતે પણ શિક્ષાને પાત્ર છે. આ બધી વાત સ્પષ્ટ કરવા હું ચાર દિવસની મેહેતલ માગું છું: દરમ્યાન આ ઘડીએ જ એક જોખમકારક ઉપકાર મારા ઉપર તારે કરવાનો છે.

**દારોગો.**—શો, મહારાજ?

**રાજા.**—કલૉડિયોને હમણાં મારી ન નાખવો.

**દારોગો.**—અફસોસ! એ મારાથી કેમ બને? વખત ચોક્કસ કર્યોછે, અને ધમકી આપી મને ખાસ ફરમાવ્યુંછે કે કલૉડિયોનું માથું એમની પાસે મોકલવું. આજ રાત્રિએ જો હું એમાં ભૂલ કરૂં તો કલૉડિયોના જેવા જ મારા હાલ થાય.

**રાજા.**—મારા પાદરીપણાના બળે હું તારૂં રક્ષણ કરીશ. જો તું મારૂં કહ્યું માને તો બરનારડાઇનની સજા અમલમાં મૂકી એનું માથું ત્યાં મોકલવું.

**દારોગો.**—એંજેલોએ બન્નેને જોયા છે, અને બન્નેના ચહેરા એ ઓળખેછે.

**રાજા.**—અરે મૃત્યુ બહુ ભુલાવો ખવરાવનારી વસ્તુ છે; અને એમાં પણ તું જોઇએ તો ઉમેરો કરજે. માથું મુંડાવી એની દાઢી બંધાવી દેજે, અને કહેજે કે મરતી વખતે બંધવાએ એવી ઇચ્છા જણાવી હતી તેથી એમ કર્યું; અને તું જાણેછે કે એ શિરસ્તો સાધારણ છે. આમ કરવાથી તારા ઉપર જો કાંઇ જોખમ આવી પડશે તો પ્રતિજ્ઞા ઉપર કહું છું કે મારો જીવ જતાં સુધી તારૂં હું રક્ષણ કરીશ.

**દારોગો.**—મહારાજ, માફ કરો. મારી નોકરીની વિરૂદ્ધ એ વાત છે.

**રાજા.**—તું રાજાનો નોકર છે કે એંજેલોનો?

**દારોગો.**—રાજાનો, અને એમની ગેરહાજરીમાં એમના નીમેલાનો.

**રાજા.**—ત્યારે રાજા પોતે તારા કામની પરવાનગી આપે તો પછી તેં કાંઇ ગુન્હો કર્યો નથી એમ તું માને ખરો?

દારોગો.—પણ એવી સંભવિતતા જ કયાં છે?

રાજા.—સંભવિતતા તો શું, પણ ખાત્રી છે. મારી પવિત્રતા, પાદરીપણું, કે પ્રમાણિકતા—એમાંનું કશું તને નિર્ભય કરી શકતું ન હોય, તો તારી ધાસ્તી મટાડવા મેં ધાર્યું હતું તેથી વધારે સ્પષ્ટ મારે કહેવું પડેછે. જો, ભાઇ, આ રાજાની મોહોર-છાપ. મને ખાત્રી છે કે તું એ ઓળખેછે: અને રાજાની આ વીંટી તો તને અજાણી ન હોય.

દારોગો.—એ બન્ને હું ઓળખુંછું.

રાજા.—આ પત્રમાં રાજાજી પાછા આવવાના છે એવું લખ્યુંછે: ધીમે ધીમે તને ખબર મળશે કે બે દિવસની અંદર રાજા પાછા આવેછે. આ વાત એંજેલો જાણતો નથી, કારણ કે આજેજ વિચિત્ર કાગળો એને મળવાના છે: કદાચ રાજાનું મૃત્યુ એ સાંભળે: કદાચ રાજાએ સંસાર છોડયો એમ સાંભળે: કે એવા ભળતા જ બીજા કાંઇ ખબર એને મળશે, પણ આમાં જે લખ્યું છે તે કાંઇ એ જાણતો નથી. જો, લગભગ સવાર પડી ગઈછે: આવી હકીકતથી આશ્ચર્ય પામી મ્હોં વિકાસી ઉભો ન રહે: કજ્યો કોયડો કોડીનું મૂલ. વારૂ, જલ્લાદને બોલાવ, અને બરનારડાઇનનું માથું ઉડાવી લઈ જા: હું હમણાં જ એની પાસે જઈ આ ફાની દુનિયા છોડી જવા એને તૈયાર કરૂંછું. હજી તું દિઙ્મૂઢ જેવો થઈ રહ્યોછે. પણ, લે, હવે તારી ખાત્રી થઈ. ચાલ, તદ્દન સવાર પડી ગઈ.

(જાયછે.)

---

## પ્રવેશ ૩ જો—સ્થળ, એ જ; બીજી ઓરડી.

(પૉમ્પી પ્રવેશ કરેછે.)

પૉમ્પી.—જે ઘરમાં હું મારો ધંધો ચલાવતો હતો ત્યાં જેટલો ઓળખીતો હું હતો, તેટલો જ ઓળખીતો હું અહીં પણ લાગુંછું:

કોઇને મનમાં ઘડીક થઈ આવે કે આ તો ઓવરડનનું જ ઘર છે, કારણ કે એનાં ઘણાંખરાં ઘરાકો તો અહીં છે. પ્રથમ તો આ યુવાન રૅશ સાહેબ: ભાઇ જબરા સાહસિક છે: પાંચ આપીને પચાસનાં ખાતાં પડાવેલાં: એમનું ટટ્ટુ પણ ચાલતું રહી ગયું. વળી આ શેઠ કેપર પણ અહીં છે, અને એના ઉપર રેશમના વેપારી શેઠ થ્રી-પાઇલે બે ચાર રેશમના પોશાકને માટે દાવો કર્યો, અને ભાઇ ભીખ ભેગા થયા. પછી યુવાન મી૦ ડીઝી, યુવાન શેઠ ડીપ-વાઉ, અને શેઠ કૉપર-સ્પર, અને શેઠ સ્ટાર્વ-લકી, તરવારીઓ અને વઢકણો, અને યુવાન ડ્રૅાપ-એર કે જેણે મજબુત પુડીંગને મારી નાખ્યો, અને તાલીમબાજ મી૦ ફૉર્થરાઇટ, અને બહાદુર મી૦ શુ-ટાઇ કે જે જબરો મુસાફર છે, અને જંગલી હાફ કૅન કે જેણે પૉટસને જખમી કર્યો હતો, અને બીજા ચાળીશેક છે એમ મને લાગેછે. અમારા ધંધાના બધા મોટા મોટા હિમાયતી, અને હવે બધા 'ખુદાની ખાતર' કહી ભીખ માગવા લાગ્યાછે.

(ઍબહોરસાન પ્રવેશ કરેછે.)

**ઍબ.**—અલ્યા, બરનારડાઇનને અહીં લઈ આવ.

**પૉમ્પી.**—બરનારડાઇન ભાઇ, ઉઠીને ફાંસીએ ચડો, બરનારડાઇન ભાઇ!

**ઍબ.**—અરે, ઓ બરનારડાઇન!

**પૉમ્પી.**—અરે, ઓ બરનારડાઇન!

**બર.**—(અંદરથી) કોણ છે એ! જાઓ જહાનમમાં! આ ઘોંઘાટ શો? કોણ છે તું?

**પૉમ્પી.**—મહેરબાન, તમારો દોસ્ત છે: જલ્લાદ છે. તમને ફાંસીએ ચડાવવા આવ્યોછે. સાહેબ, ઉઠીને જરા ફાંસીએ ચડવા કૃપા કરો.

**બર.**—(અંદરથી) જાઓ, જાઓ, લુચ્ચાઓ! હું હજી ઉંઘમાં છું.

**ઍબ.**—એને કહે કે ઉઠયા વિના છૂટકો નથી, અને તે પણ ઝટ.

**પૉમ્પી.**—બરનારડાઇન ભાઇ, તમને ફાંસીએ ચડાવીએ ત્યાં સુધી જાગો, પછી સૂઈ જજો પાછા.

**ઍબ.**—જા અંદર જઈ એને લઈ આવ.

**પૉમ્પી.**—આવેછે, સાહેબ, એ આવેછે: અંદર કાંઇક ખખડાટ સંભળાયછે.

**ઍબ.**—ફાંસીનું લાકડું તૈયાર રાખ્યું છે કે, અલ્યા?

**પૉમ્પી.**—પેહેલા નંબરનું, સાહેબ.

(બરનારડાઇન પ્રવેશ કરેછે.)

**બર.**—શું છે, ઍબહોરશન? કેમ, શું છે?

**ઍબ.**—ભાઇ, તારે પાર્થના કરવી હોય તો કરી લે, કારણ કે, જો, આ તારૂં મૃત્યુ-પત્ર રહ્યું.

**બર.**—અરે જા; આખી રાત્રિ મેં દારૂ જ પીધોછે. અત્યારે મરવા માટે હું લાયક નથી.

**પૉમ્પી.**—અરે સાહેબ, એ તો વળી વધારે સારૂં; કારણ કે આખી રાત દારૂ પી સવારમાં જે ફાંસીએ ચડે એ પછી આખો દિવસ બહુ નિરાંતે ઉંઘે.

**ઍબ.**—જો ભાઇ, આ પાદરી સાહેબ તને સમજાવવા આવેછે: હવે તો ખોટું નથી ને?

(પાદરીના વેશમાં રાજા પ્રવેશ કરેછે.)

**રાજા.**—ભાઇ, તારો હમણાં જ દેહાંત થવાનો છે એમ જાણી ઈશ્વરની ખાતર હું તને ઉપદેશ કરવા આવ્યોછું. તો સરજનહારની પ્રાર્થના કર.

**બર.**—મહારાજ, મારે તો એવું કાંઇ નથી કરવું. આખી રાત્રિ મેં દારૂ પીધોછે, અને મરવાની તૈયારી કરવા માટે મારે હજી વખત જોઇએ; નહિતો મને એ જેમ તેમ મારી નાખશે. આજે મરવાની મારી કબુલત નથી, એ ચોક્કસ.

**રાજા.**—નહિ, ભાઇ, આજે તારે કબુલ થવું જ પડશે. માટે આગળની મુસાફરીનું તું ભાતું બાંધી લે.

**બર.**—અરે પરમેશ્વર પોતે આવે તો પણ હું આજે નહિ મરૂં.

**રાજા.**—પણ જો, સાંભળ,—

**બર.**—નહિ, મારે કાંઇ નથી સાંભળવું; જો તમારે કાંઇ કહેવું હોય, તો ચાલો મારી ઓરડીમાં, મને કહો. આજે તો હું નથી જ મરવાનો.

(જાયછે.)

**રાજા.**—મરવા કે જીવવા બન્ને માટે નાલાયક. અરે, કઠિન હૃદય!— જાઓ, એની પછવાડે: પાછો લાવો એને.

(ઍબહોરશન અને પૉમ્પી જાયછે.)

(દારોગો પ્રવેશ કરેછે.)

**દારોગો.**—મહારાજ, કેદીની કેવી સ્થિતિ છે?

**રાજા.**—કેવળ પશુવત્ છે; એને મૃત્યુવશ કરવામાં પાપ છે.

**દારોગો.**—મહારાજ, ત્યારે આજે અહીં એક કેદી તાવની બીમારીથી મરી ગયોછે. એ મોટો લુટારો હતો, અને કલૉડિયોની ઉમ્મરનો છે; અને એનું માથું અને મૂછ કલૉડિયોનાં જેવાં જ બરાબર છે; તો આ બરનારડાઇનને પડતો મૂકી એનું માથું એંજેલો પાસે લઈ જઈએ તો કેમ?

**રાજા.**—અરે વાહ, ઈશ્વર જ જ્યારે અનુકૂળ થાય ત્યારે આમ અનુકૂળતા મળે. હમણાં જ મોકલી આપ ત્યારે. એંજેલોએ મુકરર કરેલો વખત થયોછે. જો, એ બરાબર મોકલાય તેની તજવીજ કર, અને હું પણ બરનારડાઇન પાસે જઈ એને સમજાવું.

**દારોગો.**—મહારાજ, હમણાં જ એ કરૂંછું. પણ બરનારડાઇનની સજા આજ બપોરે અમલમાં મૂકાવી જોઈએ: અને જો કલૉડિયો જીવતો માલમ પડે, તો હું જોખમમાં આવી જઉં, માટે એને કેવી રીતે રાખશું?

**રાજા.**—આમ કરઃ બરનારડાઇન અને કલૉડિયો બન્નેને ગુપ્ત રાખ. બે દિવસની અંદર તું સહીસલામત બની જઈશ.

**દારોગો.**—આપનો અણમૂલ્યો દાસ છું.

**રાજા.**—સિતાબી રાખ, અને એંજેલોને માથું તુરત મોકલાવી દે.

(દારોગો જાયછે.)

હવે એંજેલોને હું પત્ર લખીશ, અને એ પત્ર આ દારોગા સાથે મોકલીશ અને એમાં જણાવીશ કે હું આટલામાં જ ફરૂં છું, અને લખીશ કે મારે જાહેર રીતે રાજધાનીમાં પેસવાની જરૂર છે; ઉગમણે દરવાજે બહાર મળવાનું હું એને લખીશ; અને પછી છડી સવારીએ ધીમે ધીમે ગામમાં પેસશું, અને એંજેલોને સાથે રાખશું.

(દારોગો એક કેદીનું માથું લઈ ફરી પ્રવેશ કરેછે.)

**દારોગો.**—આ માથું રહ્યું: હું પોતે એની કને લઈ જઈશ.

**રાજા.**—એ જ ઠીક છે. ત્યાંથી પાછો વેળાસર આવજે, કારણ કે મારે જે તને કહેવું છે તે બીજાને કહેવાય એવું નથી, તેમ બીજે કાને જવું પણ ન જોઈએ.

**દારોગો.**—હમણાં જ હું આવું છું, (જાયછે.)

**ઇસાબેલા.**—(બહાર) અરે, હો! કોઇ છે?

**રાજા.**—ઈસાબેલાનો સાદઃ એના ભાઇનું માફી-પત્ર આવી ગયું કે નહિ એ જાણવા માટે એ બિચારી આવેછે. પણ એના ભાગ્યોદયની વાત હજી હું એનાથી ગુપ્ત રાખીશ, કે જેથી કેવળ નિરાશ થઈ ગયા પછી મળેલા લાભનો આનંદ બમણા વેગથી એ અનુભવે.

(ઇસાબેલા પ્રવેશ કરેછે.)

**ઇસા.**—અરે, ભાઇ! ઉભા રહો.

**રાજા.**—બેટા, ઈશ્વર તારૂં ભલું કરે.

**ઇસા.**—મહારાજનો અનુગ્રહ થયો. એંજેલોએ મારા ભાઇનું માફી-પત્ર મોકલ્યું?

**રાજા.**—ઇસાબેલા, આ ક્ષણિક દુનિયાના બંધનમાંથી તારો ભાઇ મુકત થઈ ગયોછે; એનું માથું કાપી એંજેલો પાસે મોકલાયુંછે.

**ઇસા.**—ના, ના, એમ બને નહિ.

**રાજા.**—સિવાય બીજું કશું બન્યું નથી. દૃઢ ધૈર્ય રાખી તારૂં ડાહાપણ દેખાડવાનો આ સમય છે, બેટા.

**ઇસા.**—અરે, એની પાસે જઈ એની આંખો હું ખેંચી કાઢીશ.

**રાજા.**—એની પાસે પણ તને જવા નહિ દે.

**ઇસા.**—દુર્ભાગી કલૉડિયો! દુઃખી ઇસાબેલા! શાપિત દુનિયા! અતિદુષ્ટ એંજેલો!

**રાજા.**—આ બોલવાથી એને કાંઇ નુકસાન થતું નથી; તેમ તને એ કશો ફાયદો કરતું નથી. માટે એવું બોલવાથી ફાયદો શું? તારી દાદ ઇશ્વિરને સોંપી દે; અને હું જે કહું તે ધ્યાન દઈને સાંભળ, અને એનો અક્ષરે અક્ષર ધર્માક્ષર જેવો સાચો સમજજે. કાલે રાજા પાછા પધારેછે:—નહિ, તારાં આંસુ લુછી નાખ: મને આ પક્કે પાયે ખબર મળ્યાછે: ઇસ્કેલસ અને એંજેલોને આ ખબર કયારના પહોંચી ગયાછે: અને પોતાની સત્તા દરવાજે એને પાછી સોંપી દેવા એને ફરમાવવામાં આવ્યું છે. જો તારાથી બની શકે, તો જે સરસ રસ્તો હું બતાવુંછું તે રસ્તે ડાહાપણપૂર્વક ચાલ; અને તેથી આ હરામખોરને માટે છાતી ખોલીને તું બોલી શકીશ, તારા ઉપર રાજાની કૃપા થશે, તારા અંતઃકરણનું વેર વળશે, અને આખા ગામમાં તારી વાહવાહ કહેવાશે.

**ઇસા.**—આપ કહેશો તેમ કરીશ.

**રાજા.**—ત્યારે આ પત્ર પીટર નામના પાદરીને આપજે. રાજા પાછા આવવાનાછે તે વિષે આ પત્ર છે; અને એને કહેજે કે આજ રાતે મને મેરિયાનાને ઘેર મળે. તારી અને એની ફરિયાદથી હું એને બરાબર વાકેફ કરીશ. અને એ તમને બન્નેને રાજાની સમક્ષ લઈ

જશે; અને પછી ત્યાં પેટ ભરીને એંજેલોની વરાળ હોય તે કાઢવા તમે ચૂકશો નહિ. હું પોતે તો એવી કફોડી સ્થિતિમાં આવી પડયો છું કે મારે ગેરહાજર રહેવું પડશે: માટે આ પત્ર લઈ તું જા. મન આનંદમાં રાખી ઉશ્કેરાએલાં આંસુને રોકી રાખ: જો તારા ભલામાં હું ન હોઉં, તો કદિ મારો વિશ્વાસ કરીશ નહિ.— કોણ છે એ?

(લ્યુસિયો પ્રવેશ કરેછે.)

**લ્યુસિયો.**—મહારાજ, પાય લાગુંછું. મહારાજ, દારોગો કયાં છે?

**રાજા.**—ભાઇ, અંદર નથી.

**લ્યુસિયો.**—અરે, સુંદર ઇસાબેલા, આંસુથી તારી આંખો લાલ જોઈને મારૂં હૃદય પોચું બની જાયછે: પણ ધીરજ રાખ્યા વિના છૂટકો નથી. ચણા અને પાણી ઉપર હવેથી મારે ગુજરાન કરવું પડશે; માથું જવાની ધાસ્તીએ પૂરૂં પેટમાં પણ ખવાશે નહિ; એકવાર પેટ ભરીને ખાધું તો સપડાયા એમ સમજવું. પણ ગામમાં વાત થાયછે કે રાજા પાછા કાલે ઘેર આવેછે. ઇસાબેલા, હું ખરેખરૂં કહુંછું કે તારા ભાઇ ઉપર મારો પ્રેમ હતો; પણ ખૂણે ખૂણે ભરાઈ રહેલો વિચિત્ર પ્રકૃતિનો રાજા જો ઘેર હોત તો આમ ન બનત; એ જીવત.

(ઇસાબેલા જાયછે.)

**રાજા.**—રાજાના સંબંધમાં તું જે બોલેછે તેને માટે બહુ જ થોડા તારા એ આભારી છે; પણ એટલું સારૂં છે કે એમની આબરૂનો આધાર તારા બોલવા ઉપર નથી.

**લ્યુસિયો.**—મહારાજ, તમને રાજાની ખબર શી પડે? અમે તો એનું બધું જાણીએ; તું ધારેછે તેના કરતાં બહુ જબરો એ શિકારી છે.

**રાજા.**—વારૂ, આ સઘળાનો જવાબ દેવાનો વખત તને એક દિવસ આવશે. હાલ તો ઈશ્વર તારૂં ભલું કરે.

**લ્યુસિયો.**—પણ ઉભા તો રહો: હું તમારી સાથે જ આવુંછું: રાજાની ઘણી વાતો હજી હું કરી શકું તેમ છું.

**રાજા**—તેં જે કહ્યુંછે તે સાચું હોય, તો તેં ઓછું કહ્યું નથી; ખોટુ હોય, તો વધારે કહેવું આવશ્યક નથી.

**લ્યુસિયો.**—એક બાઈને હમેલ રાખવા માટે મને એકવાર એની પાસે લઈ ગયા હતા.

**રાજા.**—હું!

**લ્યુસિયો.**—હા, હા, વાત ખરી છે; પણ તેની મેં પ્રતિજ્ઞા ઉપર ના કહી, નહિતો એ સડી ગએલા ઝાડવા સાથે મને પરણાવી દેત.

**રાજા.**—ભાઈ, તારી સોબત પ્રમાણિક નથી, પણ આનંદી ખરી. વારૂ; ઈશ્વર તારૂં સારૂં કરે.

**લ્યુસિયો.**—અરે, આ ગલ્લીના નાકા સુધી તારી સાથે મારે આવવુ છે, ખરાબ વાતોથી જો તમે ગુસ્સે થતા હો, તો આપણે એ વાત છોડી દેશું. નહિ, મહારાજ, હું *કૃતરો છું, અને તમને વળગી રહીશ.

(બન્ને જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.—સ્થળ, એંજેલોનું ઘર.

(એંજેલો અને ઇસ્કેલસ પ્રવેશ કરેછે)

**ઇસ્કે.**—દરેક પત્રમાં કાંઇક કાંઇક ઉલટું જ હોયછે.

**એંજેલો.**—બધા પત્રો કાંઇક વિચિત્ર છે; એનાં સર્વ કામ કાંઇક ગાંડાનાં જેવાં જ લાગેછે. ઈશ્વર કરે ને એની બુદ્ધિમાં બિગાડ થયો ન હોય! અને દરવાજે શામાટે એને મળવું, અને આપણી સત્તા ત્યાં એને સોંપી દેવી?

**ઇસ્કે.**—મારાથી અટકળ થઈ શકતી નથી.

---

* આ નામનું એક જાતનું ઘાસ થાયછે.

**એંજેલો.**—અને એના આવવા અગાઉ એક કલાકે ગામમાં ઢોલ પીટાવવો કે કોઇને કાંઇ દાદ ફરિયાદ મેળવવી હોય, તો તેમણે રસ્તામાં જ રાજાને અરજી કરવી : આ બધાનો શો અર્થ?

**ઇસ્કે.**—એને માટે તો એ કારણ બતાવેછે:—બધી ફરિયાદોનો ઝટ નિકાલ આવી જાય, અને અત્યારે તોડ થઈ જવાથી પાછળથી આપણાં સામાં કૌભાંડ ન રચાય.

**એંજેલો.**—વારૂ, ત્યારે કૃપા કરીને ઢંઢેરો પીટાવજો. કાલે પ્રાતઃકાળે આપને ઘેર હું બોલાવવા આવીશ, અને અમલદારો અને મહાજનને ખબર આપી દેજો કે રાજાને સામૈયે જવાનું છે.

**ઇસ્કે.**—બહુ સારૂં, હું રજા માગું છું. (જાયછે).

**એંજેલો.**—મારૂં આ કામ મારામાંથી મારાપણું તદ્દન ખેંચી લેછે; મને કેવળ અનિશ્ચિત બનાવી દેછે, અને સર્વ કામમાં મને નિરૂત્સાહી કરી નાખેછે. ભ્રષ્ટ કરેલી કુમારિકા! અને તે પણ કાયદાને સખત અમલમાં મૂકતા ઉંચા અધિકારીએ! પરંતુ જેને આબરૂની ખેવના હોયછે તે પોતાની ગેરઆબરૂની વાત બહાર બિલકુલ બોલતી નથી, નહિતો કેટલી ફજેતી મારી એ કરી નાખે. પણ ના, ના, એમ એ ન કરે. એની વિવેક-બુદ્ધિ જ એને એમ કરવાની ના પાડશે; કારણ કે મારી સત્તામાં એવું માન્ય વજન રહેલું છે કે કોઇ અમુક માણસ મારૂં બૂરૂં બોલવા જાય, તો એની જ ફજેતી થાય. એને જીવતો તો રાખત, પણ એ મસ્ત જુવાન છે, અને ભવિષ્યમાં કદાચ આમ ગેરઆબરૂ ભરેલું જીવન ગાળવા કરતાં મરવું સારૂં છે એમ ધારી કદાચ મારા ઉપર એ ક્રૂર વેર લે. તોપણ એને જીવતો રાખ્યો હોત તો સારૂં હતું! અફસોસ, એક વખત આપણું ઐશ્વર્ય ગયું, કે પછી કશું પાધરૂં ચાલતું જ નથી! કરવું કે ન કરવું—એમ થઈ જાયછે. (જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.—સ્થળ: શેહેરનો બહાર મેદાન.

(રાજાના પોશાકમાં જ રાજા, અને પાદરી પીટર પ્રવેશ કરેછે).

**રાજા.**—યોગ્ય વખતે આ પત્રો મને આપજો. (પત્રો આપેછે.) દારોગાને આપણી આ રચના અને ઇરાદાની ખબર છે. વાતને છેડી તમારે જે કરવાનુંછે તે ધ્યાનમાં રાખવું, અને જો કે જરી આડું અવળું સમયને અનુસાર જવામાં હરકત નથી, તથાપિ મૂળ વાતને મનમાંથી ખસવા ન દેવી. જાઓ, ફ્લેવિયસને ઘેર જઈ હું કયાં છું તેની ખબર આપો; વેલેન્ટિન્સ, રોલંડ, અને ક્રેસસને પણ એ જ ખબર આપો; અને તેમને દરવાજે રણશીંગા લાવવાનું કહેજો: પણ પ્રથમ ફ્લેવિયસને અહીં મોકલો.

**પીટર.**—ત્વરાથી એ બધું કરીશ.

(જાયછે.)

(વૅરીયસ પ્રવેશ કરેછે.)

**રાજા.**—ઉપકાર થયો, વૅરિયસ: ઠીક ઉતાવળ કરી; ચાલો, આટલામાં આપણે ફરશું. પ્રિય વૅરિયસ, હમણાં બીજા મિત્રો પણ આવી મળશે.

---

## પ્રવેશ ૬ ઠો.—સ્થળ: શેહેરના દરવાજા નજીક મોહોલ્લો.

(ઇસાબેલા અને મેરિયાના પ્રવેશ કરેછે.)

**ઇસા.**—આમ મભમમાં બોલવા હું ખુશી નથી. હું તો જે સાચું છે તે બોલીશ. પણ એના ઉપર એવી રીતે તોહોમત મૂકવું એ તારૂં કામ છે; છતાં એમ કરવાની એની ભલામણ મને છે, કે જેથી આપણી ગોઠવણ ઉઘાડી પડી ન જાય.

**મેરિયાના.**—એ કહેછે તેમ કરવું.

**ઇસા.**—વળી એ કહેછે કે જો કદાચ એ કાંઇક વિરૂદ્ધમાં બોલે તો તેથી ગભરાવું નહિ; કારણ કે જે ઔષધ છેવટે સારૂં કરે તે પ્રથમ જરા કડવું પણ હોય.

**મેરિયાના.**—હું ઇચ્છું છું કે પાદરી મહારાજ પીટર—

**ઇસા.**—અરે ચુપ! એ જ અહીં આવેછે.

(પાદરી પીટર પ્રવેશ કરેછે.)

**પીટર.**—ચાલો, તમારે માટે ઉભા રહેવાની બહુ સારી જગા મેં જોઈ રાખીછે, કે જ્યાં એવી સગવડ છે કે રાજાને મળ્યા વિના તમારાથી રહેવાશે નહિ; બે વખત ગામમાં રણશીંગું વાગી ગયુંછે, અને સંભાવિત ગૃહસ્થો દરવાજે ગયાછે, અને ગામમાં પેસવાની રાજાની હવે તૈયારી છે. માટે ચાલો ત્વરાથી.

(સર્વ જાયછે.)

---

## અંક ૫ મો.

### પ્રવેશ ૧ લો.—સ્થળ, શેહેરના દરવાજા નજીક સાર્વજનિક જગા.

(બુરખા સહિત મેરિયાના, ઇસાબેલા, પાદરી પીટર, જરા છેટે ઉભાંછે. એક તરફથી રાજા, વરિયસ, અમીરો પ્રવેશ કરેછે. સામી બાજુએથી એંજેલો, ઇસ્કેલસ, લ્યુસિયો, દારોગા અમલદારો, અને શેહેરવાસીઓ, પ્રવેશ કરેછે.)

**રાજા.**—આવો, આવો, એંજેલો, આવો: અમારા રાજ્યના સ્તંભ છો, આવો.

**એંજેલો અને ઇસ્કેલસ**—મહારાજ, ક્ષેમકુશળ ભલે પધાર્યા!

**રાજા.**—તમારો બન્નેનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનુંછું. અમે તમારી તપાસ કરીછે, અને તમારા ન્યાયની એટલી પ્રશંસા અમે સાંભળીછે કે આમ સૌની સમક્ષ તમારો ઉપકાર ન માનવામાં અમારી કૃતઘ્નતા જણાય, અને અમે કૃપણ લેખાઈએ.

**એંજેલો.**—ઉપકારનો બોજો મારા ઉપર આપ વધારતા જાઓછો.

**રાજા.**—અરે, તમારી લાયકી આપોઆપ જ બોલી ઉઠેછે : અને જ્યારે સુવર્ણના અક્ષરે તમારી લાયકી લખાવી જોઈએ, અને એવે ઠેકાણે એ લેખ રખાવો જોઈએ કે જ્યાં કાળની કરાળતા એને કદિ ભુંસી શકે નહિ, ત્યારે મનની વાત મારે મનમાં રાખવી એ તમને અન્યાય આપવા જેવું છે. લાવો તમારો હાથ, અને અમારી પ્રજાને માલમ પડવા દો કે માત્ર શબ્દના શોખીન અમે નથી, પણ ખરેખરાં કામ પણ અમે કરી શકીએ એમ છીએ.—ચાલો, ઇસ્કેલસ અમારી બીજી બાજુએ તમે આવી જાઓ,—તમે બન્ને રાજના, ધુરંધર સ્તંભ છો.

(પાદરી પીટર, અને ઇસાબેલા આગળ આવેછે.)

**પીટર.**—હવે તારો વખત છે : મોટેથી પોકારી બોલ અને જા ઘુંટણીએ પડ.

**ઇસાબેલા.**—ફરિયાદ, ફરિયાદ, ઓ ગુણવાન રાજા! એક ગરીબ, અન્યાય પામેલી—અને જો કહું તો--કુમારિકા ઉપર કૃપાદૃષ્ટિ કરો! ઓ પ્રજાને પુત્રપુત્રીવત્ ગણનારા રાજા, મારી ફરિયાદ સાંભળીને મને ન્યાય આપો ત્યાં સુધી તમારી કૃપાદૃષ્ટિ બીજે ફેરવી મને અકૃતાર્થ કરશો નહિ! માત્ર હું ન્યાય જ માગુંછું : અરે ન્યાય, ન્યાય, ન્યાય જ માગુંછું.

**રાજા.**—કહે, તને શો અન્યાય થયોછે? કેવી રીતે અને કોણે અન્યાય આપ્યોછે? ચાલ, જલદી કર. આ એંજેલો સાહેબ છે તે તને ન્યાય આપશે; એને જ તારી હકીકત જણાવ.

**ઇસાબેલા.**—અરે પ્રજાપ્રતિપાળ! સેતાન પાસેથી સાચ મેળવવાનું આપ મને ફરમાવોછો : આપ પોતે જ મારી ફરિયાદ સાંભળો; કારણ કે મારે જે કહેવું છે તે આપ ન માનો તો મને સજા કરજો, નહિતો

આપની પાસેથી જ મારે દાદ મેળવવાની છે: અરે મારી ફરિયાદ સાંભળો, સાંભળો, અહીં જ સાંભળો!

**એંજેલો.**—મહારાજ, મને લાગેછે કે એનું ચિત્ત ઠેકાણે નથી: ન્યાયની રાહે દેહાંતદંડ પામેલા એના ભાઇને માટે અરજદાર બની એ મારી પાસે આવી હતી.

**ઇસાબેલા.**—હું, ન્યાયની રાહે, કાં?

**એંજેલો.**—અને તીવ્ર લાગણીથી બોલી અજબ અજબ વાતો એ કરશે.

**ઇસાબેલા.**—ઘણી જ. અત્યંત અજબ વાતો કરીશ, પણ અક્ષરે અક્ષર સાચી: એંજેલો જૂઠો હરામખોર છે: આ અજબ નથી? એંજેલો કેવળ ખૂની છે: આ અજબ નથી? એંજેલો છીનાળવો ચોર છે, દાંભિક છે, કુમારિકાની લાજ લૂટનારો છે,—આ બધું અજબ, અત્યંત અજબ નથી શું?

**રાજા.**—બેશક, ઘણું જ અજબ છે.

**ઇસાબેલા.**—પણ જેવું અજબ છે, તેવું જ સાચું છે: એ પોતે એંજેલો છે એ વાત ખોટી હોય, તો આ વાત ખોટી: બેશક સાચું, સાચું, સાચું જ છે આ: કારણ કે કયામતના દિવસ પર્યંત સાચું તે તો સાચું જ રહેશે.

**રાજા.**—ચાલ, ખસ, લઈ જાઓ એને! બિચારી ગાંડી થઈ ગઈ છે.

**ઇસાબેલા.**—ઓ રાજા! રાજાઓનો પણ રાજા, અને તેનો પણ રાજા છે એ ખાત્રીથી સમજજે! મારી અક્કલ ઘેલછાથી ગઈછે એમ માની મારી આ ફરિયાદ આમ કાઢી ન નાખ! જે અસંભવિત લાગેછે તેને અશકય માની ન બેસ: દુનિયાનો હરામખોરમાં હરામખોર માણસ એંજેલોના જેવો શરમાળ, ગંભીર, ન્યાયી અને સંપૂર્ણ દેખાય તો તેમાં અશકય શું છે? તેમ એંજેલો પોતે પણ પોશાકમાં, બોલવા ચાલવામાં અને રીતભાતમાં ગંભીર છતાં હરામખોરમાં હરામખોર હોય, તો તેમાં પણ અશકય શું છે? અરે, ગુણસંપન્ન

રાજા, આટલું માનવાની કૃપા કરજે. હું કહુંછું એથી કાંઇ પણ ઓછું જો એનામાં હોય, તો પછી મારા કહેવામાં કાંઇ સત્ય નથી એમ સમજજે. પણ જેટલી જેટલી દુષ્ટતા છે તેટલી બધીનાં મને નામ આવડતાં હોય, તો એ બધી એનામાં છે એમ નામ પાડીને હું કહેત.

**રાજા.**—આની અક્કલ ખસી ગઈ હોય એમ જણાયછે, પણ બેશક, એક પછી એક વાતને એવી બેસતી બોલેછે કે એની ઘેલછામાં પણ અજબ અક્કલ હોય એમ દેખાયછે: આવી જાતની ઘેલછા મેં કદિ જોઈ નથી.

**ઇસાબેલા.**—ઓ રાજાધિરાજ! ગાંડપણનું રટણ કર્યા ન કર; તેમ પક્ષપાતની ખાતર ન્યાયને હાંકી મૂક નહિ. પણ તારા વિવેકની સહાયે જ્યાં સત્ય છૂપાઈ રહ્યુંછે ત્યાંથી બહાર કાઢ, અને જૂઠું દેખાતું હોય તેને દાબી દે.

**રાજા.**—બેશક, જે ગાંડા નથી તેમાં પણ વખતે આટલી અક્કલ દેખાતી નથી:—બોલ, તારે શું કહેવુંછે?

**ઇસાબેલા.**—જે કલૉડિયોને છીનાળાના ગુન્હા ઉપર મોતની સજા થઈછે તેની હું બ્હેન થાઉંછું: મોતની સજા કરનાર આ એંજેલો: હું મઠમાં દીક્ષા લેવાની તૈયારીમાં હતી, ત્યાં મારા ભાઇનું કહેણ આવવાથી હું એની પાસે ગઈ હતી: લ્યુસિયો કરીને એક માણસ એ સંદેશો લાવ્યો હતો.

**લ્યુસિયો.**—એ માણસ હું, સાહેબ. મને કલૉડિયોએ એની પાસે મોકલ્યો હતો, અને બિચારા એના ભાઇને માટે એંજેલો સાહેબ પાસે એને મોકલવાની હતી.

**ઇસાબેલા.**—હા, એ જ છે.

**રાજા.**—તને વચમાં બોલવાનું કહ્યું નહોતું.

**લ્યુસિયો.**—ના, સાહેબ; પણ છાના રહેવાની મારી મરજી નહોતી.

**રાજા.**—ત્યારે, હવે તારે છાના રહેવું એવી અમારી મરજી છે: બરાબર એ ધ્યાનમાં રાખ: અને જ્યારે તારે બોલવા માટે તારૂં કામ હાથમાં લેવામાં આવે, ત્યારે સાચું બોલવા ઈશ્વરની સહાય માગજે.

**લ્યુસિયો.**—આપ નામદાર સાચું કહોછો.

**રાજા.**—સાચું તો તારે કહેવાનું છે, તે ધ્યાનમાં રાખજે.

**ઇસાબેલા.**—આ ગૃહસ્થે મારે કહેવાનું હતું તેમાંથી કાંઇક કહ્યું—

**લ્યુસિયો.**—ખરૂં.

**રાજા.**—ખરૂં હશે, પણ તારા સમય પહેલાં તું બોલ્યો એ ખોટું.— હં, પછી.

**ઇસાબેલા.**—પછી આ હરામખોર કૂતરા જેવા હાકેમ પાસે ગઈ.

**રાજા.**—આનું નામ ગાંડપણ.

**ઇસાબેલા.**—ક્ષમા કરો, મહારાજ: પણ હું ખોટું બોલી નથી.

**રાજા.**—સુધારી લીધું ખરૂં: ચાલ હકીકત શી છે?

**ઇસાબેલા.**— ટૂંકામાં—અને લંબાણ કરવાનું પ્રયોજન નથી:—મેં કેવી રીતે એને સમજાવવા માંડયો, કેવી રીતે દીનતાથી એની આજીજી કરવા માંડી, એણે કેવા રદીયા આપ્યા, અને મેં એનો કેવો જવાબ આપ્યો, આ બધું બહુ લાંબું છે; પણ છેવટ જે નીચ પરિણામ ઉપર અમે આવ્યાં તે શરમપૂર્વક હું આપને જણાવુંછું: એણે કહ્યું કે, જો હું મારા પવિત્ર શરીરનો ઉપભોગ એની વિષયેચ્છાને યથેચ્છ કરવા આપું તો એ મારા ભાઇને મુક્ત કરે: મનમાં ઘણી ભાંજગડ થયા પછી, મારા ભાઇ ઉપરનો મારો સ્નેહ વધારે બળવાન થયો, અને મેં એ વાત કબુલ કરી: પરંતુ પોતાનો ઇરાદો પાર પડયો કે તુરત જ બીજી સવારે મારા ભાઇનો એણે દેહાંત કર્યો.

**રાજા.**—આ વાત તો સંભવિત લાગેછે!

**ઇસાબેલા.**—અરે, જેવી સંભવિત લાગેછે, તેવી જ સાચી લાગતી હોત તો સારૂં!

**રાજા.**—અરે દુષ્ટ દુર્બુદ્ધિ! તું શું બકેછે, તેની તને પોતાને પણ ખબર નથી; અગર એંજેલોની આબરૂ વિરૂદ્ધ રચાએલા કૌભાંડમાં ખોટી સાક્ષી પૂરવા તું આવેછે. પ્રથમ તો, એની પ્રમાણિકતા કેવળ નિષ્કલંક છે: બીજું, જે દોષ એના પોતાનામાં હોય, તેના ઉપર આટલી સખતાઇ એ વાપરે નહિ: પોતે જ જો એવો ગુન્હો કર્યો હોત, તો તારા ભાઇની તુલના એ પોતાના પ્રમાણથી કરત; અને એનો એમ દેહાંત ન કરત. કોઇએ તને આ બાબતમાં ઉશ્કેરીછે: બોલ, સાચું બોલ, કોની શિખવણીથી આ ફરિયાદ કરવા તું આવીછે?

**ઇસાબેલા.**—અને આટલામાં સર્વ આવી રહ્યું? આટલી જ વાત, હાંઉં? ત્યારે, ઉપર રહેલા ઓ પવિત્ર દેવતાઓ, મને ધીરજ બક્ષો, અને પ્રસંગ આવ્યે, જે વાત અહીં દંભમાં દબાઈ જાયછે તેને ઉઘાડી કરજો!—ઇશ્વિર આપનું રક્ષણ કરો; મારી વાત આપ માનતા નથી તો હું ચાલી જાઉંછું.

**રાજા.**—હું જાણુંછું કે આમ જતું રહેવું તને બહુ ગમશે.—પણ અમલદાર, પકડો એને; લઈ જાઓ કેદમાં!—અમારા પોતાના ખાસ અને માનવંતા અમલદારની આમ નીચ નિંદા અમારી સમક્ષ થાય એ અમે સહન કરશું? આમાં ખરેખર કૌભાંડ જ છે: તારા અહીં આવવાની અને તારે આ ફરિયાદ કરવીછે તેની કોને ખબર છે?

**ઇસાબેલા.**—હું ઇચ્છુંછું કે પરદેશથી આવી ચડેલા એ પાદરી મહારાજ અત્યારે અહીં હાજર હોય.

**રાજા.**—એ પાદરી પણ ખરો!—એ પાદરીને અહીં કોણ ઓળખેછે?

લ્યુસિયો.—ગરીબપરવર, હું ઓળખું છું; બહુ ખટપટીઓ હતો, મહારાજ; મને એ માણસ બિલકુલ ગમતો નહિ; મહારાજ, એ જો પાદરી ન હોત, તો આપની વિરૂદ્ધ એ કેટલુંક બોલ્યો તેને માટે હું એનો લઠ્ઠ ઝેરી નાખત.

રાજા.--અમારી વિરૂદ્ધ! ખરો, પાદરી પણ સાચો! અને અમારા ખાસ હાકેમની વિરૂદ્ધ આ સ્ત્રીને ઉશ્કેરનાર એ!—જાઓ, એને શોધી લાવો.

લ્યુસિયો.—માત્ર ગઈ રાત્રિએ જ, આ બાઈને અને એ પાદરી સાહેબને મેં કેદખાનામાં જોયા હતા: કેવળ નિર્લજ્જ અને નીચ માણસ.

પીટર.—આપ નામદારની ગાદી અવિચળ રહો એવો મારો આશીર્વાદ છે! અત્યાર સુધી હું ઉભો ઉભો જોયા કરૂં છું, પણ આપ નામદારને છેતરવામાં આવેછે. પ્રથમ તો આ બાઈ આપના હાકેમ એંજેલો ઉપર ખોટું આળ મૂકેછે. કોઇ અજન્મા પુરૂષ એની સાથે દુષ્ટ વ્યવહાર કરી શકે, તો એ કહેછે તેવો એંજેલોએ ગુન્હો કર્યોછે એમ માનજો.

રાજા.—અમારી પણ એ જ માન્યતા હતી; જે પાદરીની એ વાત કરેછે, તેને તમે જાણોછો?

પીટર.—એક પવિત્ર અને દિવ્ય પુરૂષ તરીકે હું એને ઓળખું છું: આ ગૃહસ્થ ખબર આપેછે તેમ એ નીચ પણ નહોતો, તેમ વ્યવહારમાં વચ્ચે પડનારો પણ નહોતો; અને મને તો વિશ્વાસ છે કે આપ નામદારની વિરૂદ્ધ એક સખુન પણ એણે ઉચાર્યો નથી.

લ્યુસિયો.—ગરીબપરવર, આપનું અત્યંત બૂરૂં બોલતો હતો: હું ખરૂં કહું છું.

પીટર.—વારૂ, વખત આવ્યે એ પોતે અહીં આવી તને જૂઠો પાડશે પણ, મહારાજ, અત્યારે એ તાંવની બીમારી ભોગવેછે, અને એના

કહેવાથી હું અહીં આવ્યોછું. અને એંજેલો સાહેબ વિરૂદ્ધ ફરિયાદ થવાની છે એમ ખાસ એણે મને કહ્યુંછે. એણે કહ્યુંછે તેમ કહેતાં એના બોલવામાં સાચું અને જૂઠું બન્ને છે એમ એ જાણેછે; અને જ્યારે એને અહીં બોલાવવામાં આવશે, ત્યારે આ વાત એ સ્પષ્ટ કરી બતાવશે. પ્રથમ તો આ બાઇ જે કહેછે તેના સંબંધમાં બોલતાં, અને આ લાયક હાકેમને માથે આમ જાહેર આળ આવેછે તો તેને ન્યાય આપવાની ખાતર, હું કહુંછું કે એ જૂઠું બોલેછે; અને એ વાત આ બાઇ પોતે પણ હમણાં જ કબુલ કરી દેશે.

**રાજા.**—પાદરી સાહેબ, સઘળી વાત અમને જણાવો.

(ઇસાબેલાને લઈ જાયછે. મેરિયાના આગળ આવેછે.)

એંજેલો, આ સઘળું જોઈ તમને હાસ્ય ઉપજતું નથી? અરે ઈશ્વર! મૂર્ખ લોકોમાં કેટલો દંભ છે!—અરે! બેસવાની અમને જગા આપો.—આવો, એંજેલો સાહેબ, આ બાબતમાં હું કેવળ છેટો રહીશ.—તમારા પોતાના કેસમાં તમે પોતે જ ન્યાય કરો.—મહારાજ, આ પોતે સાક્ષી? પ્રથમ એનો ચહેરો અમને જોવા દો, પછી એ બોલે.

**મેરિયાના.**—મહારાજ, મને ક્ષમા કરો; મારા સ્વામીના હુકમ સિવાય મારૂં મુખ હું નહિ બતાવું.

**રાજા.**—અરે, તું પરણેલી છે?

**મેરિયાના.**—ના, મહારાજ

**રાજા.**—ત્યારે કુંવારી છે?

**મેરિયાના.**—ના, મહારાજ.

**રાજા.**—ત્યારે, વિધવા છે?

**મેરિયાના.**—તેમ પણ નહિ, મહારાજ.

**રાજા.—આ બધાની ના, ત્યારે તું કોણ છે? કુંવારી નહિ, પરણેલી નહિ, અને વિધવા પણ નહિ.**

**લ્યુસિયો.**—ગરીબપરવર, એ વેશ્યા હશે ત્યારે : કારણ કે ઘણીખરી વેશ્યા કુમારિકાએ નથી હોતી, પરણેલીએ નથી હોતી, તેમ વિધવાએ નથી હોતી.

**રાજા.**—પેલા હરામખોરને ચુપ કરો : હું ઇચ્છુંછું કે એને લવારો કરવા માટે એના પોતાના ઉપર કાંઇક ફરિયાદ હોય તો ઠીક.

**લ્યુસિયો.**—કૃપા કરો, મહારાજ.

**મેરિયાના.**—ગરીબપરવર, હું કબુલ કરૂંછું કે મારાં લગ્ન કદિ થયાં નથી ; અને છતાં હું કુમારિકા રહી નથી, એ પણ હું કબુલ કરૂંછું ; મારા સ્વામીનો સંગ મને થયોછે, પણ મારા સ્વામીને ખબર નથી કે હું એમની સાથે રહીછું.

**લ્યુસિયો.**—ત્યારે એ વખતે એણે નિશો કર્યો હશે, સાહેબ ; નહિતો એમ કેમ બને ?

**રાજા.**—જો ચુપ રહેવાનો લાભ તને મળતો હોય, તો તેં પણ નિશો કર્યો હોત તો સારૂં !

**લ્યુસિયો.**—કૃપા કરો, મહારાજ.

**રાજા.**—આ એંજેલોના કેસનો સાક્ષી જ નથી.

**મેરિયાના.**—ગરીબપરવર, એ હકીકતે જ હું આવુંછું ; જે સ્ત્રી એના ઉપર પરસ્ત્રી-ગમનનો આરોપ મૂકેછે, તે સ્ત્રી મારા સ્વામી ઉપર જ આરોપ મૂકેછે ; અને જે વખતનો આશ્રય લઇ એના ઉપર ગુન્હો સાબીત કરવા એ માગેછે, તે વખતે મારા સ્વામી અત્યંત પ્રેમપૂર્વક મારી સાથે જ કાળગમન કરતા હતા.

**એંજેલો.**—આવો આરોપ મારે માથે ?

**મેરિયાના.**—હું કાંઇ જાણુતી નથી.

**રાજા.**—કેમ ? તેં હમણાં જ કહ્યું કે એ તારો સ્વામી થાય.

**મેરિયાના.**—બેશક, મેં કહ્યું, ગરીબપરવર ; અને આ એંજેલો મારો સ્વામી છે ; એ જાણેછે કે એ મારા સંબંધમાં કદિ આવ્યા નથી,

પરંતુ ઇસાબેલા તરીકે એ મને જાણેછે.

**એંજેલો.**—આ કાંઇ અજબ ભૂલ થાયછે :—જોઉં તારૂં મ્હોં.

**મેરિયાના.**—મારા સ્વામીની આજ્ઞાને આધીન છું. (મ્હોં બતાવેછે.) અરે ક્રૂર એંજેલો! જે ચહેરો તને એક વખત અનુપમ લાગ્યો હતો તે જ આ ચહેરો છે: આ હાથને તેં એક વખત સ્વામીના સ્નેહથી દાબ્યો હતો; અને આ શરીર ઇસાબેલાને બદલે તારા બગીચામાં ઇસાબેલામાં રમતી તારી મનકામના પૂર્ણ કરવા આવ્યું હતું.

**રાજા.**—આ સ્ત્રીને તમે ઓળખોછો?

**લ્યુસિયો.**—રાત્રિએ આવી હતી તે જ એ કે?

**રાજા.**—હરામખોર, વચમાં ન બોલ.

**લ્યુસિયો.**—થયું, મહારાજ.

**એંજેલો.**—મહારાજ, મારે કબુલ કરવું જોઈએ કે આ સ્ત્રીને હું ઓળખુંછું: પાંચ વર્ષ પેહેલાં એની સાથે મારા લગ્નની વાતચિત થઈ હતી: પણ કાંઇક એનું પલ્લું ઓછું હતું તેથી, પણ મુખ્યત્વે કરીને પરણ્યા પેહેલાં પણ એની વર્તણુક વિષે શક આવવાથી વેવીશાળ તોડી નાખવામાં આવ્યું હતું; અને પાંચ વર્ષની દરમ્યાન મેં કદિ એને જોઈ નથી, જાણી નથી, તેમ એનું ભાષણ પણ મેં સાંભળ્યું નથી: આ વાત હું સત્ય કહુંછું.

**મેરિયાના.**—દયાળુ મહારાજ, સત્યથી સૂર્ય તપેછે, સત્યથી વહાણ ચાલેછે, સત્યથી સદ્‌ગુણનો વિજય થાયછે, અને હું પણ સત્ય જ કહુંછું કે આ પુરૂષની સ્ત્રી હું કયારની થઈ ચૂકીછું; અને ગરીબપરવર, હજી તો ગયા મંગળવારની રાત્રિએ એના બગીચા વાળા ઘરમાં હું ગઈ હતી, અને ત્યાં એણે સ્ત્રી તરીકે મને બોલાવી હતી; જો આ વાત સાચી ન હોય, તો ઈશ્વર મને અહીં જ આરસપાણનું પૂતળું બનાવી મૂકજો!

**એંજેલો.**—અત્યાર સુધી આ સર્વને હું ઉપહાસ લેખતો હતો: મહારાજ, હવે મારે ન્યાય જોઈએ છીએ, મારી ધીરજ હવે રહેતી નથી. મને લાગેછે કે આ અબળા સ્ત્રીઓ કોઇ સબળ હાથનાં પૂતળાં માત્ર છે; તેમને ઉશ્કેરનાર કોઇ બીજો છે; આ કૌભાંડ બહાર લાવવાની મને પરવાનગી આપો, મહારાજ.

**રાજા.**—બેશક, મારા અંતઃકરણપૂર્વક: અને તમારે જોઈએ તેવી સખત સજા પણ કરજો – પાદરી પણ મૂર્ખ લાગેછે; અને લુચ્ચી સ્ત્રી, તું પણ એમ સમજેછે કે તારા સોગનથી છેતરાઈ આ સત્ય–મૂર્ત્તિ એંજલો વિરૂદ્ધ જે જે કહીશ તે અમે માની બેસશું: એની આબરૂ અને વિશ્વાસ કેટલાં છે તેની તને ખબર નથી?– ભાઇ ઇસ્કેલસ, ન્યાય કરવા એંજેલોની સાથે બેસો; આ કૌભાંડ શી રીતે જન્મવા પામ્યુંછે તેનો બરાબર તપાસ કરી મૂળ શોધી કાઢો.— એક બીજો પાદરી તેમને ચડાવનાર હતો: તેને શોધી કાઢો.

**પીટર.**—મહારાજ, એ અત્યારે અહીં હોત તો સારૂં! કારણ કે એણે જ આ સ્ત્રીઓને આ રસ્તે ચડાવીછે: એ કયાં રહેછે એ તમારો દારોગો જાણેછે, અને એને મોકલશો તો બોલાવી લાવશે.

**રાજા.**—જા, બોલાવી લાવ.

(દારોગો જાયછે.)

અને એંજેલો સાહેબ, આ કામ તમારૂં પોતાનું છે, અને આપે પોતે સાંભળવું અગત્યનું છે, માટે જેમ આપને યોગ્ય લાગે તેમ ન્યાય કરી સજા કરજો. થોડો વખત હું આપને છોડી જઈશ: પરંતુ આ કામનો અંત લાવ્યા વિના અહીંથી એક ડગલું પણ ભરશો નહિ.

**ઇસ્કેલસ.**—મહારાજ, ન્યાયપુરઃસર સર્વ કરશું.—(રાજા જાયછે.) ભાઇ લ્યુસિયો, એ પાદરી ધૂતારો હતો, એમ તમે કહ્યું કે નહિ?

**લ્યુસિયો.**—પાદરીનાં કપડાં પહેર્યે કાંઇ પાદરી થઈ જવાયછે! માત્ર કપડામાં એ પ્રમાણિક હતો, બાકી સર્વ વાતે લુચ્ચો: અને મહારાજની બહુ જ બદગોઇ એ કરતો હતો.

**ઇસ્કેલસ.**—એ અહીં આવે ત્યાંસુધી તને અમે અહીં રોકશું; અને એની વિરૂદ્ધ સાક્ષી અપાવશું. જોઈએ, એ પાદરી કેવો નીકળી આવેછે તે!

**લ્યુસિયો.**—અરે, વિયેનામાં એના જેવો હરામખોર કોઇ નથી.

**ઇસ્કેલસ.**—પેલી ઇસાબેલાને ફરીથી અહીં લઈ આવો: અને હું તપાસીશ. (અનુચર જાયછે.) સાહેબ, એને સવાલ કરવા મને દેજો; જોજો તો ખરા, હું એને કેવી ચોળી નાખુંછું તે.

**લ્યુસિયો**—એ જ કહેછે તે પ્રમાણે ભાઇથી વિશેષ તમે કરવાના નથી.

**ઇસ્કેલસ**—શું કહેછે?

**લ્યુસિયો**—સાહેબ, હું કહુંછું કે એને જો આપ ખાનગીમાં ચોળશો, તો બધું કબુલ કરી દેશે; જાહેરમાં કદાચ એ શરમાય.

**ઇસ્કેલસ**—એના કામમાં હું ઉંડો ઉતરીશ.

**લ્યુસિયો.**—એ જ રસ્તો છે; કારણકે સ્ત્રીઓ ઉંડી રાતે જ ખીલી નીકળેછે.

(ઇસાબેલાને લઈ અમલદારો ફરી પ્રવેશ કરેછે).

**ઇસ્કેલસ.**—(ઇસાબેલાને) આમ આવ, બાઇ; તેં જે કહ્યું તેની વિરૂદ્ધ આ બાઇ સાક્ષી પૂરેછે.

**લ્યુસિયો.**—સાહેબ, જે હરામખોરની હું વાત કરતો હતો, તે આ આવ્યો: આ દારોગાની સાથે રહ્યા.

**ઇસ્કેલસ.**—ઠીક થયું, ચાલોઃ—અમે કહીએ તે વિના તું એને કાંઇ કહીશ નહિ.

**લ્યુસિયો.**—ચુપ?

(પાદરીના વેશમાં રાજા અને દારોગો પ્રવેશ કરેછે).

**ઇસ્કેલસ.**—આમ આવો, સાહેબ; એંજેલો સાહેબની બદનક્ષી કરવા આ સ્ત્રીઓને ઉશ્કેરીને તમે આંહીં મોકલીછે? એ સ્ત્રીઓ એમ કહેછે.

**રાજા.**—તો એ જૂઠું બોલેછે.

**ઇસ્કેલસ.**—એમ કેમ? તમે કોની સમક્ષ ઉભા છો એ બરાબર સમજોછો?

**રાજા.**—તમારા મોટા હોદ્દાને માન ઘટેછે: અને નરકની ગાદી ઉપર બેઠેલા સેતાનને પણ વખતે માન આપવું જોઈએ છીએ!—રાજા ક્યાં છે? મારે જે કહેવાનું છે તે એ પોતે સાંભળશે.

**ઇસ્કેલસ.**—રાજાની સત્તા અત્યારે અમારામાં રહેલી છે: અને તમારી સાક્ષી અમે લેવાના છીએ. જો ધ્યાન રાખ, સાચું બોલજે.

**રાજા.**—હિંમતથી તો ખરો જ:—પણ અરે બિચારાં નિર્દોષ પ્રાણીઓ, અહીં વરૂના વાડામાંથી ઘેટું છોડવવા તમે આવ્યાં છો? ત્યારે હવે દાદ અને ફરિયાદ મળી રહી! રાજાજી ચાલ્યા ગયા? ત્યારે તમારો ન્યાય પણ એની સાથે ગયો. તમારો કેસ આવો મજબુત છતાં જે હરામખોર ઉપર તમે ફરિયાદ કરવા આવ્યાં છો તેને જ તમારી ફરિયાદ સોંપી દેવામાં રાજા અન્યાય કરેછે.

**લ્યુસિયો.**—આ એ જ હરામખોર. હું કહેતો હતો તે જ.

**ઇસ્કેલસ.**—અપવિત્ર અને દુષ્ટ પાદરી, તું ધર્મગુરૂ લાગતો નથી: આ પ્રમાણિક માણસ એંજેલો ઉપર ખોટું કલંક લગાડવા આ સ્ત્રીઓને ઉશ્કેરી તું ધરાયો નહિ, પણ એને પોતાને મ્હોંએ જ એને હરામખોર કહેતાં શરમાતો નથી? અને ત્યાંથી ઉછળી વળી રાજાજીનું પણ તું બૂરૂં બોલેછે, અને તેને અન્યાયી કહેછે? લઈ જાઓ એને; રીબાવી રીબાવીને એને મનાવો; તારાં હાડકે હાડકાં ભાંગી જાય તો ભલે, પણ વાતનો પત્તો મેળવશું:—અન્યાયી! કેમ?

**રાજા.**—આટલા ગુસ્સે થઈ ન જાઓ! મારી એક આંગળીને જરી પણ ઇજા થઈ તો રાજાની પોતાની આંગળીને ઇજા થઈ એમ સમજજો.

મને અડવાની રાજા પોતે પણ હિંમત કરે નહિ! હું એની રૈયત નથી, તેમ એની ધાર્મિક સત્તામાં પણ નથી. હું તો અહીં આવી ચડયો, અને ફરતાં ફરતાં મેં બધું જોઈ લીધું; અને અહીં પાપ અને દુરાચાર ઉકળી ઉકળીને ઉભરાઈ જાયછે; દરેક ગુન્હાને માટે કાયદો છે, પણ દરેક ગુન્હાની એટલી તરફદારી થાયછે કે કાયદા માત્ર નામના જ બની રહ્યાછે.

**ઇસ્કેલસ.**—રાજદ્રોહ! લઈ જાઓ એને કેદમાં.

**એંજેલો.**—ભાઈ લ્યુસિયો, એની વિરૂદ્ધ તું શી સાક્ષી આપેછે? તેં જે કહ્યું હતું તે આ માણસે જ કહ્યું હતું?

**લ્યુસિયો.**—એણે જ, સાહેબ.—ચાલો, ટાલપ્રસાદજી, આવો મને ઓળખોછો?

**રાજા.**—તમારા અવાજથી, સાહેબ, હું તમને પિછાણુંછું; રાજાની ગેરહાજરીમાં હું તમને કેદખાનામાં ભેગો થયો હતો.

**લ્યુસિયો.**—વારૂ, યાદ તો લાગેછે; અને એ વખતે તમે કહેતા હતા કે રાજા વ્યભિચારી છે, મૂર્ખ છે, અને બાયલો છે; ખરૂં કે?

**રાજા.**—સાહેબ, એ સઘળા મારા વિચાર છે એમ બતાવવું હોય, તો આપણે એકબીજાનાં ખોળીયાં બદલાવી લેવાં જોઈએ. એ સઘળું તમે કહ્યુ હતું એ વાત ખરી; અને એથી પણ વિશેષ, એથી પણ ખરાબ, વળી કહ્યું હતું.

**લ્યુસિયો.**—અરે, ચાલ, હરામખોર: એવું બોલવા માટે મેં તને તમાચો પણ ન માર્યો?

**રાજા.**—મને મારી જાત જેવી વહાલી છે, તેવા જ રાજાજી મને વહાલા છે.

**એંજેલો.**—કેવો ફર્યું ફર્યું હરામખોર બોલેછે તે જુઓ. એનું સઘળુ બોલવું રાજદ્રોહી છે.

**ઇસ્કેલસ.**—એવા માણસની સાથે વાત પણ કરવી ન જોઈએ. લઈ-જાઓ એને કેદમાં.—કયાં છે દારોગો?—લઈ જાઓ એને કેદમાં.

એને અંધારામાં પૂરી રાખો. એક અક્ષર પણ હવે એને બોલવા દેશો નહિ.—પેલી વેશ્યાઓને પણ લઈ જાઓ, અને એની સાથે પેલા હરામખોરને પણ.

(દારોગો રાજાને પકડવા જાયછે.)

રાજા.—સબુર કરો, સાહેબ, જરી સબુર કરો.

એંજેલો.—કેમ? સામો થાયછે?—લ્યુસિયો, મદદ કર એને.

લ્યુસિયો.—ચાલો મહેરબાન; પધારો, ભાઈ સાહેબ: પધારો, સાહેબ: થયું હવે, સાહેબ! તાલકાપ્રસાદ, જૂઠા હરામખોર, ચાલ! પાદરી વળી કયાંનો? જોઈએ તો ખરા, પાદરી કેવો છે તે! અરે, રહેને હવે! હું, એમ કે?

(પાદરીનો વેશ ખેંચી કાઢેછે, એટલે રાજા માલમ પડી આવેછે.)

રાજા.—રાજા સરજવામાં તું હરામખોર પેહેલો જ છે! દારોગા, પ્રથમ તો આ ત્રણે મુરબ્બીઓના જામીન લે. જરા પણ ખસશો નહિ, સાહેબ, (લ્યુસિયોને) તારી અને પાદરીની સાથે હમણાં જ થોડી વાત કરવી છે:—પકડો એને.

લ્યુસિયો.—આ તો ફાંસી કરતાં પણ વધારે ખરાબ નીવડશે.

રાજા.—(ઇસ્કેલસને) તમે બોલ્યા તે બધું માફ. બેસો.—એની વતી અમે ન્યાયાસને બેસશું.—(એંજેલોને) સાહેબ, આપની પરવાનગીથી પૂછુંછું:—આપના ગુન્હાની ના પાડવાની ઉદ્ધતાઇ આપને કરવી છે? જો ના પાડવી હોય, તો હું સાક્ષી આપવા તૈયાર છું, બોલો, શો વિચાર છે?

એંજેલો.—અરે, શક્તિમાન ગરીબપરવર, જ્યારે દેવની માફક દિવ્ય કળાથી અમને બધાને આપ નિહાળતા હતા, અને મારાં કરતુકોને તો ખાસ અવલોકતા હતા, તેનાથી મારૂં કામ અજાણ્યું રહ્યુંછે એમ જો હું ધારૂં, તો પાપ કરતાં પણ વધારે પાપી હું થાઉં! ત્યારે, નામદાર કૃપાળુ, હવે મારી ફજેતી ઉપર કચેરી ન ભરો; પણ મારી

પોતાની કબુલતને જ મારી તજવીજ સમજો: આપની પાસે એ જ માગણી કરૂંછું કે ન્યાયનો ઠરાવ પસાર કરી મારૂં મૃત્યુ તુરત આણી આપો.

**રાજા.**—મેરિયાના, આમ આવ.—આ સ્ત્રીની સાથે કદિ તારૂં વેવીશાળ થયું હતું? બોલ.

**એંજેલો.**— હા, સાહેબ.

**રાજા.**—જાઓ, એમને લઈ જાઓ, અને તુરત એમનાં લગ્ન કરી નાખો: જા, દારોગા, તું સાથે જા.

(એંજેલો, મેરિયાના, પાદરી પીટર, અને દારોગો જાયછે.)

**ઇસ્કેલસ.**—કૃપાળુ, એની નિર્લજ્જતાથી જેટલું મને આશ્ચર્ય ઉપજેછે, તેટલી નવાઇ લાગેછે.

**રાજા.**—ઇસાબેલા, આમ આવ: તારો રાજા તારો પાદરી હતો. ધંધો બદલતાં તારા વિષે મેં હૃદય બદલ્યું નથી, અને તેથી તારા કામમાં એ વખતે જેવી કાળજી હતી, તેટલી જ અત્યારે પણ રાખુંછું: હજી પણ હું તારી સેવામાં હાજર છું.

**ઇસાબેલા.**—મહારાજ, આપ નામદારને અજાણતાં કામે લગાડ્યા માટે ક્ષમા માગુંછું,

**રાજા.**—ઇસાબેલા, તને પણ ક્ષમાની જરૂર ખરી? વારૂ, ત્યારે ક્ષમા છે: અને, પ્રિય કુમારિકા, અમારી સાથે મોકળે મને વાત કરજે. હું જાણુંછું કે તારા ભાઇનું મૃત્યુ તને અંતરમાં સાલેછે; અને એની જીંદગી બચાવવાનો મારો પ્રયાસ હતો, છતાં હું આમ કેમ સંતાઈ રહ્યો અને એકદમ આવીને મારી ગુપ્ત સત્તાનો ઉપયોગ કર્યો નહિ, પણ એને મરવા દીધો એ જોઈને બેશક તને અચંબો ઉત્પન્ન થશે. ઓ, અત્યંત માયાળુ કુમારિકા, મેં ધાર્યું હતું કે એનું મૃત્યુ આટલી ઉતાવળથી નહિ થાય; પરંતુ એ કામમાં એંજેલોએ કરેલી અત્યંત ઉતાવળને લીધે મારી યોજના સર્વ નિષ્ફળ ગઈ. પણ

ઈશ્વર એના આત્માને સંતોષમાં રાખે! જે ધાસ્તીમાં જીવેછે, તેના કરતાં જેને મરવાની ધાસ્તી નથી, એ જીંદગી હજાર દરજ્જે સારી છે: તારો ભાઇ એવો સુખી છે તેથી સંતોષ માન.

ઇસાબેલા.—માનું છું, નામદાર.

(અંજેલો, મેરિયાના, પાદરી પીટર અને દારોગો ફરી પ્રવેશ કરેછે.)

રાજા.—આ નવો પરણેલો પુરૂષ જે અહીં આવેછે તેની વિષયી કલ્પનાએ જો કે તારી સુરક્ષિત આબરૂ ઉપર હુમલો કર્યો હતો, તો પણ મેરિયાનાની ખાતર એને તું માફી આપ: પણ પોતે જ ગુન્હો કરીને, અને વળી ખોટી રીતે વેવીશાળ તોડીને, એ જ ગુન્હાને માટે તારા ભાઇને એણે મોતની સજા કરી, તો કાયદો એની જ જીભે સૌને સંભળાય તેવું સ્પષ્ટ બોલેછે કે—કલૉડિયોને બદલે અંજેલો, જેટલી એમાં ઉતાવળ, તેટલી આમાં ઉતાવળ: કરીએ તેવું પામીએ, અને ભરીએ તેવું ભોગવીએ; થાય એવા થઈએ તો ગામ વચ્ચે રહીએ: માટે અંજેલો, તારો ગુન્હો સાબીત થયોછે, તું ના પાડીશ તો તેથી સજા અટકશે નહિ: અમે તને સજા કરીએ છીએ કે જે સ્થળે તેં કલૉડિયોને મરાવ્યો તે જ સ્થળે તેટલી ઉતાવળથી તને મારી નાખવો.

મેરિયાના.—અરે, અત્યંત દયાળુ નામદાર, મારા લગ્નનું આમ ઉપહાસ ન કરો!

રાજા.—તારૂં ઉપહાસ તો તારા સ્વામીએ જ કર્યું છે. તારા પરણ્યા અવ્વલ જો મોતની સજા અમલમાં મૂકી હોત, તો લોકોમાં તને કલંક બેસત; કારણ કે એણે જે બદનામી તારી કરી હતી, તેથી લોકો વગર સમજ્યે તને ધિક્કારત. એની સઘળી મિલકત રાજ્યમાં જપ્ત થશે, અને તે અમારી છે, પરંતુ તે સઘળી અમે તને બક્ષીસ આપીએ છીએ કે જેથી કરીને તારે કોઇની પરવા ભવિષ્યમાં ન રહે.

**મેરિયાના.**—કૃપાળુ, ધણી વિના મારે ધનને શું કરવું છે?

**રાજા.**—બસ, થયું. એ બાબતમાં અમે મક્કમ છીએ.

**મેરિયાના.**—(પગે પડીને) મારા દયાળુ નામદાર—

**રાજા.**—તારી મેહેનત માત્ર વૃથા છે;—જાઓ પહોંચાડો સજાએ એને (લ્યુસિયોને)—આવો સાહેબ, આમ આવો.

**મેરિયાના.**—અરે અત્યંત દયાળુ નામદાર!—પ્રિય ઇસાબેલા, મને સહાય કર. આ વખતે મારી પડખે ઉભી રહે, અને પછી જીંદગી પર્યંત તારો ઉપકાર હું નહિ ભૂલું.

**રાજા.**—એને વિનવવામાં તું કેવળ અયોગ્ય કરેછે: આવી હકીકત છતાં જો એ માફીને માટે પગે લાગે, તો એનો ભાઇ ભૂત થઈ આ દુનિયામાંથી એને ઉપાડી જાય.

**મેરિયાના.**—ઇસાબેલા, પ્રિય ઇસાબેલા, માત્ર મારી પડખે આવી પગે પડ. તું બોલીશ નહિ; બોલીશ બધું હું. લોકો કહેછે કે ભૂલચુકમાંથીજ સર્વોત્તમ માણસો ઘડાઈ આવેછે; અને જરીક ખરાબ થઈને, માણસો અંતે બહુ સારા નીવડેછે. મારા સ્વામીનું પણ એમ જ હોય. ઓ ઇસાબેલા, મને નહિ સહાય આપ?

**રાજા.**—કલૉડિયોના મૃત્યુ બદલ એ મૃત્યુ ભોગવેછે.

**ઇસાબેલા.**—(પગે પડીને) ઓ અતિ ઉદાર મહારાજા સાહેબ! આપની ઇચ્છા હોય, તો સજા ભોગવવાને તૈયાર થએલા માણસ ઉપર કૃપા કરો, અને એમ જ સમજો કે મારો ભાઇ જીવતો છે. કાંઇક અંશે મને એમ સમજાયછે કે જ્યાંસુધી એની નજર મારા ઉપર નહોતી પડી ત્યાંસુધી એનો ઇરાદો શુદ્ધ હતો: આમ હોય તો એને મારવો લાજમ નથી. જેને માટે મારો ભાઇ મુઓ એ વાત એણે આચરી હતી, તેથી એને તો માત્ર ન્યાય જ થયોછે. એંજેલોના સંબંધમાં, એના ખરાબ ઇરાદાને અનુસાર એણે ખરાબ કાર્ય

કર્યું નથી; અને માત્ર વિચારને માટે કોઇને દંડ થઈ શકે નહિ: વિચાર કોઇની રૈયત નથી; અને અમલમાં નહિ મૂકાએલા ઇરાદા માત્ર વિચાર છે.

**મેરિયાના.**—માત્ર વિચાર છે, નામદાર.

**રાજા.**—તમારી અરજ નકામી છે: ઉભાં થાઓ, ઉઠો.—બીજી ભૂલ પણ મને યાદ આવેછે.—દારોગા, કલૉડિયોને કવખતે મારવાનું શું કારણ?

**દારોગો.**—મને એવો હુકમ થયો હતો

**રાજા.**—એને માટે ખાસ લેખી હુકમ તને મળ્યો હતો?

**દારોગો.**—નહિ, મહારાજ, ખાનગી સંદેશો હતો.

**રાજા.**—માટે તને હું નોકરીથી બરતરફ કરૂંછું: આપી દે તારી કુંચીઓ.

**દારોગો.**—મહારાજ, ક્ષમા કરો. એ ભૂલ છે એમ મેં ધાર્યું હતું, પણ તેની મને બરાબર માહિતી નહોતી; પણ પછી મને જ્યારે ખાત્રી થઈ, ત્યારે બહુ પસ્તાવો થયો. એની ખાત્રી કરવી હોય, તો ખાનગી સંદેશાને લીધે જેનું મોત થવું જોઈતું હતું એવા એક બીજા કેદીને મેં કેદખાનામાં જીવતો રાખ્યોછે.

**રાજા.**—કોણ છે એ?

**દારોગો.**—એનું નામ બરનારડાઇન.

**રાજા.**—આવી જ રીતે તેં કલૉડિયોને જીવતો રાખ્યો હોત તો સારૂં.—જા, લઈ આવ એને, મને જોવા દે.

(દારોગો જાયછે.)

**એસ્કેલસ.**—આવા વિદ્વાન થઈને, એંજેલો, હૃદયની અને પાછળથી મગજની, બન્ને ભૂલો તમે કરી તેને માટે મને બહુ દિલગીરી થાયછે.

**એંજેલો.**—મને પણ અત્યંત અફસોસ થાયછે: અને પશ્ચાત્તાપ પામતા મારા હૃદયમાં એટલો શોચ થાયછે કે એના કરતાં મૃત્યુ હું સારૂં

લેખુંછું. મૃત્યુની સજા મને યોગ્ય છે, અને એજ હું માગુંછું.

(બરનારડાઇનને લઈ દારોગો પ્રવેશ કરેછે. બુરખા સહિત કલૉડિયો, અને જ્યુલિયટ પણ પ્રવેશ કરેછે.)

**રાજા.**—આમાં બરનારડાઇન કોણ?

**દારોગો.**—આ, સાહેબ.

**રાજા.**—એક પાદરીએ મને એના વિષે વાત કરીછે. અલ્યા, તારો જીવ નાપાક છે, અને આ દુનિયા ઉપરાંત તને કશાની દરકાર નથી એમ કહેવાયછે, અને તેથી ખાનપાનમાં જ તારો વખત તું ગુમાવેછે. તને મોતની સજા થએલી છે: પરંતુ આ સઘળી ભૂલો હું માફ કરૂંછું. અને આ માફીનો ઉપયોગ તારૂં જીવન સુધારવામાં કરીશ એમ આશા રાખુંછું. મહારાજ, એને બરાબર ઉપદેશ આપો; એને હું તમને સોંપી દઉંછું.—બુરખામાં આ પુરૂષ કોણ છે?

**દારોગો.**—જ્યારે કલૉડિયો મરી ગયો, ત્યારે આને પણ મારવાનો હતો, પણ મેં બચાવી લીધોછે, અને કલૉડિયોને મળતો આવેછે.

(મ્હોં ઉઘાડેછે.)

**રાજા.**—(ઇસાબેલાને) જો કલૉડિયોના જેવો એ હોય, તો તારા ભાઇની ખાતર એને માફી બક્ષવામાં આવેછે; અને તારા મનહર અને સુંદર આત્માની ખાતર, તું જો અમારૂં પાણિગ્રહણ સ્વીકારે તો એ અમારો સાળો થશે: પણ આ વાતની પછી વાત.—એંજેલોને આથી લાગેછે કે એને સલામતી હવે મળી ગઈ; મને લાગેછે કે એની આંખમાં હર્ષનો ચમકારો મેં જોયો. વારૂ, એંજેલો, ખરાબ કામમાંથી તને સારૂં ફળ મળેછે; તારી સ્ત્રી ઉપર પ્રેમ રાખજે. તારાથી એની કિંમત ઓછી નથી: મને અત્યારે માફી આપવાનો ઉમળકો આવેછે, અને છતાં આ ભાઇને હું માફી આપી શકતો નથી. (લ્યુસિયોને) અલ્યા, તેં મને મૂર્ખ, બાયલો અને વિષયી

કહ્યો ; ગધેડો અને ગાંડો કહ્યો : ભલા, એવું મેં શું કર્યું હતું કે તારી આવી પ્રશંસાને પાત્ર હું થયો ?

લ્યુસિયો.—સાહેબ, જેવો વખત તેવું હું બોલ્યો, એટલા માટે મને ફાંસીએ ચડાવવો હોય, તો આપની મરજી : પણ મારી સલાહ એવી છે કે ફટકા મારી મને કાઢી મૂકો.

રાજા.—પેહેલાં ફટકા અને પછી ફાંસી.—દારોગા, આખા ગામમાં ઢંઢેરો પીટાવ કે કોઇ સ્ત્રીને આ હરામખોરે ફસાવીછે? એણે પોતે જ મને કહ્યું હતું કે એક સ્ત્રીને એણે હમેલ રાખ્યા હતા : એ સ્ત્રીને લઈ આવો, અને એની સાથે આને પરણાવી દો. લગ્ન થઈ રહ્યા પછી ફટકા મારી એને ફાંસીએ ચડાવી દો.

લ્યુસિયો.—ગરીબપરવર, વેશ્યાની સાથે મને ન પરણાવશો. હમણાં જ આપ નામદારે કહ્યું કે મેં આપને રાજા બનાવ્યા ; તો કૃપાળુ નામદાર, એનો બદલો મને ભડવો બનાવી ન આપો.

રાજા.—એ સ્ત્રીને તારે પરણ્યા વિના તો છૂટકો જ નથી. મારી બદનક્ષી તેં જે કરીછે તે હું માફ કરૂંછું ; અને તેની સાથે બીજી સજા પણ રદ કરૂંછું.—લઈ જાઓ એને કેદમાં, અને આ બાબતમાં અમારી મરજીને અનુકૂળ અમલ કરો. જાઓ.

લ્યુસિયો.—મહારાજ, વેશ્યાને વરવામાં રીબાઈ રીબાઈને મરવાનું છે : ફટકા કે ફાંસી બધું એમાં આવી જાયછે.

રાજા.—રાજાનો બદનક્ષી કરીએ તો એમ પણ થાય.

(લ્યુસિયોને લઈ અમલદારો જાયછે.)

કલૉડિયો, જે સ્ત્રીને માટે આટલું બધું તારે માથે થયું, એ તારી:— મેરિયાના, તને મુબારકબાદી આપુંછું :—એંજેલો, એના ઉપર પ્રેમ રાખજે ; હું એની સઘળી હકીકત જાણુંછું ; અને એ સદ્ગુણી છે તેની મને ખાત્રી છે.—ઇસ્કેલસ, તારી ઘણી મમતાને માટે

આભારી છું: દેખાયછે તેથી વિશેષ સંતોષનાં કારણો પછવાડે રહેલાં છે:—દારોગા, તારી સાવચેતી અને ગુપ્તતાને માટે તારો ઉપકાર: અમે તારી નોકરીની કદર બૂજશું.—એંજેલો, તારી સાથે એણે થોડી છેતરપીંડી કરીછે, માટે એને ક્ષમા કરજે: એનો ગુન્હો માફ કરવા જેવો છે.—પ્રિય ઇસાબેલા, તારા ભલાની મારે કાંઇક વાત કરવીછે: અને એ જો તને રૂચશે, તો જે તારૂં છે તે મારૂં, અને મારૂં છે તે તારૂં.—ચાલો, ત્યારે હવે, અમારા મેહેલમાં ચાલો; અને ત્યાં હજી તમારે જે જે જાણવા લાયક છે તે તે જણાવીશ.

**સમાપ્ત.**

સ્વર્ગસ્થ

કેશવલાલ હરીરામ ભટ્ટ

(એક વખત આર્યધર્મ પ્રકાશના તંત્રી)

વિરચિત

# કેશવકૃતિ

અથવા

# અનુભવનો ઉદ્દગાર,

કર્ત્તાના જીવન ચરિત સાથે,

કિંમત રૂા. ૧-૧૨-૦.

આ પુસ્તક ૭ વિભાગમાં વહેંચાએલું છે, અને તેમાં વૈરાગ્યનાં પદો. ઇશ્વર સ્તુતિ અને ભક્તિનાં પદો, વ્યવહારિક નીતિરીતિ સંબંધી, સ્રી જનોપયોગી, અને પરચુરણ કાવ્ય સંગ્રહ,—આ વિષયો ઉપર સરલ, રસિક અને અસરકારક ભાષામાં કવિતા રચાએલી છે. તેમાં સ્વદેશ પ્રેમ અને સ્વદેશાભિમાન ઉછળતાં છે; કર્ત્તાની કવિત્વ શક્તિ એવી મર્માળ અને હૃદયવેધક છે કે કોઇ કોઇ પ્રસંગે આંખમાંથી આંસુએ પડાવેછે.

## આ લેખકનાં બીજાં પુસ્તકો.

ગુજરાતી ભાષામાં ઉત્તમ ગણાતી નવલકથાનાં પુસ્તકો—

### સુંદર અને વિદ્યાનંદ

અથવા

### પ્રેમનો ચિતાર—ભાગ ૧ લો.

કિંમત રૂ. ૧-૪-૦. પોસ્ટેજ જૂદું.

સ્ત્રીઓએ ખસુસકરીને વાંચવાલાયક નવલ કથા.

### † ચંદા

અથવા

### દુઃખદ વાદળું અને વચ્ચે રૂપેરી દોરો.

કિંમત રૂ. ૦-૧૨-૦. પોસ્ટેજ જૂદું.

### † * એમર્સનના નિબંધો.

કિંમત રૂ. ૨-૮-૦. પોસ્ટેજ જૂદું.

અંગ્રેજી સાહિત્યમાં આ નિબંધોની જોડી નથી, અને ગુજરાતીમાં પણ આવું પુસ્તક વિરલ છે. સર્વ વિચારશીલ મનુષ્યોએ આ પુસ્તકનો અભ્યાસ કરવો જોઇએ.

† **જુલિયસ સીઝર** ... **કિંમત રૂ. ૦-૧૨-૦**
† * **ઓથેલો** ... ,, **રૂ. ૦-૧૨-૦**

મળવાનાં ઠેકાણાં—કર્ત્તા પાસેથી, ભાવનગર.
અને
જાણીતા બુકસેલરો પાસેથી.

---

* આ નિશાનીવાળાં પુસ્તકો મુંબઇ સરકારે શાળાલાયબ્રેરી અને ઇનામ માટે મંજુર કરેલાં છે.

† આ નિશાનીવાળાં પુસ્તકો ગાયકવાડ સરકારે મંજુર કરેલાં છે.

## કેશવજી વિશ્વનાથ ત્રિવેદીકૃત પુસ્તકો.

ચરિત્ર ચંદ્રિકા ભાગ ૧ લો.—કિંમત રૂ. ૨-૮-૦.

સતીમંડળ ભાગ ૨ જો.—કિંમત રૂ. ૨-૮-૦.

વીરમહિલા.—કિંમત રૂ. ૨-૦-૦.

સતીસમાજ.—કિંમત રૂ. ૨-૦-૦.

જ્ઞાનદીપક.—કિંમત રૂ. ૧-૮-૦.

પશુ વિદ્યા.—કિંમત રૂ. ૧-૦-૦.

કન્યાવિક્રય નિષેધદર્શક (બીજી આવૃત્તિ).—કિંમત
રૂ. ૦-૪-૦ પોસ્ટેજ માફ.

**પોસ્ટેજ બધાનું જૂદું.**

મળવાનું ઠેકાણું.—કર્ત્તા પાસેથી. ધ્રોળ, કાઠિયાવાડ.